# દાનધર્મ — પંચાચાર

[સ્વામિવાત્સલ્ય સમેત]




લેખકઃ

મનઃસુખભાઇ કીરતચંદ મહેતા.

ૐ

# દાનધર્મ : પંચાચાર

અને

# સ્વામિવાત્સલ્ય



લેખક:

સ્વ૦ શ્રી૦ મનઃસુખભાઇ કીરતચંદ મહેતા

---


પ્રકાશક:

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા

એમ. બી. બી. એસ.
૫, ચોપાટી રોડ, મુંબઈ, ૭. } મોરબી


---

મૂલ્ય: એક રૂપીઆ

પ્રથમાવૃત્તિ—પ્રત ૧૦૦૦
વિ. સં. ૨૦૦૪ :: ઇ. સ. ૧૯૪૮







મુદ્રકઃ
પા. અંબાલાલ હીરાલાલ
એન. એમ. પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ, અમદાવાદ.

ॐ

श्रीसद्गुरुचरणार्पणमस्तु !



" जे स्वरूप समज्या विना,
पाम्यो दुःख अनंत ।
समजाव्युं ते पद नमुं,
श्री सद्गुरु भगवंत ॥ "

श्रीमद् राजचंद्र

# સુભાષિત રત્નો

"કાયાની વિસારી માયા, સ્વરૂપે શમાયા એવા,
નિર્ગ્રંથનો પંથ ભવ, અંતનો ઉપાય છે."

—શ્રીમદ્ રાજચંદ્રજી.

"एक एव सुहृद्धर्मो मृतमप्यनुयाति यः।
शरीरेण समं नाशं सर्वमन्यत्तु गच्छति॥"

—શ્રી હરિભદ્રાચાર્યજી.

(અર્થાત્) એક જ સુહૃદ્ ધર્મ જે, મુવા પાછળે જાય;
બીજું બધું તો દેહની, સાથે નાશ જ થાય.

"दत्तं न दानं परिशीलितं च,
न शालि शीलं न तपोऽभितप्तम्।
शुभो न भावोऽप्यभवद्भवेऽस्मिन्,
विभो मया भ्रान्तमहो मुधैव॥"

—રત્નાકર પચ્ચીશી.

(અર્થાત્) દીધું ન દાન પરિશીલ્યું ન શાલિ શીલ,
તપ્યું નહીં તપ અરે! વળી મેં લગીર;
ને શુભ્ર ભાવ પણ આ ભવમાં થયો નાં,
હે વિભુ! ફોગટ જ હું ભમિયો અહો! 'હ્યાં.

(ભગવાનદાસ)

"जीयाज्जिनो जगति नाभिनरेन्द्रसूनुः,
श्रेयो नृपश्च कुरुगोत्रगृहप्रदीपः।
याभ्यां बभूवतुरिह व्रतदानतीर्थे,
सारक्रमे परमधर्मरथस्य चक्रे॥"

—પદ્મનંદિ પંચવિંશતિકા.

(અર્થાત્) શ્રી નાભિનંદ જગમાં જયવંત વર્ત્તો!
શ્રેયાંસ તે કુલ દીવો જયવંત વર્ત્તો!
જે એથી તીર્થ વ્રત-દાન તણા પ્રવર્ત્યાં,—
એ ચક્ર ધર્મરથના ક્રમ સાર વર્ત્યાં.

—(ભગવાનદાસ)

"औदार्ययुक्तजनहस्तपरम्पराप्त—
व्यावर्तनप्रसृतखेदभरातिखिन्नाः।
अर्था गताः कृपणगेहमनन्तसौख्य—
पूर्णा इवानिशमबाधमति स्वपन्ति॥"

—શ્રી પદ્મનંદિ પંચવિંશતિકા.

(ભાવાર્થ) મહા ઉદારોના
(ખંડ શિખરિણી) મહા દાનીઓના,
ભવનમહિં લક્ષ્મી! રમી રમી,
કર થકી જનોમાં ભમી ભમી;
બહુ જાગી જાગી,
પછી થાકી પાકી,
કૃપણ સદને તું સુઈ જતી!
ગહન સુખનિદ્રા જ ભજતી!

—(ભગવાનદાસ)

"દીન કહ્યા વિણુ દાનથી રે, દાતાની વાધે મામ;
જલ દીએ ચાતક ખીજવી રે, મેઘ હુઓ તિણે શ્યામ."

—શ્રી યશોવિજયજી.

"સત્ય શીલ ને સઘળાં દાન, દયા હોઇને રહ્યા પ્રમાણુ;
દયા નહિં તો એ નહિં એક, વિના સૂર્ય કિરણુ નહિં દેખ.
સુંદર શીયલ સુરતરુ, મન વાણી ને દેહ;
જે નર નારી સેવશે, અનુપમ ફળ લે તેહ.
જેમ આવી પ્રતીતિ જીવની રે,
  જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ........મૂળ મારગ
    સાંભળો જિનનો રે;
તેવો સ્થિર સ્વભાવ તે ઉપજે રે,
  નામ ચારિત્ર તે અણુલિંગ.......મૂળ મારગ."

—શ્રીમદ્ રાજચંદ્રજી.



# નિવેદન

આ ગ્રંથમાં મ્હારા પૂ૦ સદ્. પિતાશ્રીના ત્રણ નિબંધો સંપાદિત કર્યા છે: (૧) **દાનધર્મ**, (૨) **પંચાચાર**, (૩) **સ્વામિવાત્સલ્ય.**

સદ્. શ્રીએ વ્યવહાર ધર્મના દાન–શીલ–તપ–ભાવ એ ચારે પ્રકાર પર અનુક્રમે લખવાનો ઉપક્રમ કરેલો જણાય છે. પરંતુ તેમાં માત્ર **દાનધર્મ**નો જ વિષય પૂર્ણ કર્યો છે; અને **શીલધર્મ**નો વિષય અપૂર્ણ ઉપલબ્ધ છે, તે અત્રે **પરિશિષ્ટ**માં મૂકેલ છે.

પ્રેસની ગોઠવણ અંગે શ્રી૦ મનસુખલાલભાઈ તારાચંદ મહેતા તથા શ્રી૦ ચંદુલાલભાઈ ગુલાબચંદ મહેતાએ મિત્રભાવે સદ્ભાવથી લીધેલ શ્રમ માટે આભાર માનું છું.

૫, ચોપાટી રોડ,<br>**મુંબઈ, ૭** } **ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા.**



# વસ્તુનિર્દેશ

તે તે નિબંધનો પ્રારંભ ભાગ જ પ્રસ્તુત વિષયના ઉપોદ્ઘાત–પ્રસ્તાવનારૂપ છે, એટલે તત્સંબંધી વિશેષ પ્રસ્તાવ અત્ર અપ્રસ્તુત અને અનાવશ્યક છે. માત્ર વસ્તુ-નિર્દેશરૂપ સામાન્ય પરિચય જ પર્યાપ્ત છે.

## દાનધર્મ

દાન એટલે 'આપણી કાંઇ પણ શક્તિનો લાભ, જેને એ લાભનો કાંઈપણ ખપ હોય એવા પાત્રને કાંઈ પણ બદલાની સ્પૃહા વિના આપવો તે.'—એમ તેની સર્વગ્રાહી વિશાલ વ્યાખ્યા બાંધી, દાન ધનથી જ થઈ શકે વા ધન-વાન જ કરી શકે, એવી રૂઢ લોકમાન્યતાની ભ્રાંતિ અત્ર ભાંગી નાંખી છે. અને તનથી, મનથી, વચનથી, ધનથી દાન કેવી કેવી રીતે થઈ શકે તેના વિવિધ પ્રકાર દર્શાવી, દાનનો પ્રવાહ દેશકાળાનુસારે કેવા કેવા વ્હેણોમાં વાળવો જોઇએ તે પરિસ્ફુટ કર્યું છે. દાન કરનાર, કરાવનાર, અને અનુમો-દનાર સમાન ફળના ભાગી થાય છે, એ સુયુક્તિથી સ્થાપિત કરી, સુક્ષેત્રે એક દાણો વાવતાં અનંતગણું ફળ મળે છે એ દૃષ્ટાંતથી આ વાત સમર્થિત કરી છે. આમ સામાન્ય કથન કરી, દાન એ ધર્મનો પ્રકાર કેવી રીતે છે એ બતાવી, દાનના આ પાંચ મુખ્ય ભેદોનું અનુક્રમે તલસ્પર્શી વિવરણ કર્યું છે:—

**અભયદાન**—આ દાનનો સર્વોત્કૃષ્ટ પ્રકાર છે. તેના બે ભેદ છે–**દ્રવ્ય અભયદાન, અને ભાવ અભયદાન.** નિષ્કારણ કરુણાથી જીવને સન્માર્ગ બોધી અનંત જન્મ-મરણ પરંપરાથી બચાવવો, એ ભાવ અભયદાન પરમોત્કૃષ્ટ કોટિનું અભયદાન છે. કોઇ પણ જીવને મરણભયથી બચાવી અભય આપવું એ દ્રવ્ય અભયદાન છે. આ બન્ને પ્રકાર અત્રે વિસ્તારથી ચર્ચી, અભયદાનથી પરમ નિર્જરા અને અનંત પુણ્યની રાશિ વધે છે, એમ એનું ફલ બતાવ્યું છે.

**સુપાત્રદાન**—એ દાનનો બીજો પ્રકાર છે. પાત્રના ત્રણ ભેદ પડે છેઃ (૧) અપાત્ર, (૨) કુપાત્ર, (૩) સુપાત્ર. તેનું લક્ષણ કહી તેનો વિવેક કર્યો છે. સુપાત્રદાનમાં યોગ્યાયોગ્યનો વિચાર અવશ્ય કર્ત્તવ્ય છે. કારણ કે 'વિવેક વિના ધર્મ નથી.' સુપાત્ર કોણ? નિર્ગ્રંથ મહા મુનિવર સત્પુરુષ એજ સુપાત્ર છે. એવાં સુપાત્ર દુર્લભ છે; અને વર્ત્તમાનમાં તેની દુર્લભતા છે એમાં દોષ ગૃહસ્થનો છે એ સમજાવ્યું છે. અત્રે ઉત્તમ પાત્ર ભગવાન્ ઋષભદેવજી અને ઉત્તમ દાતા શ્રેયાંસકુમારનું સુપ્રસિદ્ધ દૃષ્ટાંત ટાંક્યું છે. અને આ 'સુપાત્રપણું ગુણને લઇને છે, નથી વેષને લઇને, નથી વયને લઇને, નથી મત કે ગચ્છભેદને લઇને, પણ કેવળ ગુણને લઇને છે', એમ સંસ્થાપિત કર્યું છે.

**અનુકંપાદાન**—એ દાનનો તૃતીય પ્રકાર છે. 'દુઃખીને દેખી ચિત્તમાં કંપારી છૂટવી તેનું નામ અનુકંપા', એમ તેની વ્યાખ્યા કરી, ગમે તે દુઃખી જીવ પ્રત્યે અનુકંપા કરવા યોગ્ય છે, એમાં યોગ્યાયોગ્યનો–પાત્રાપાત્રનો વિચાર

કર્ત્તવ્ય નથી, દુઃખી એવા દુષ્ટ જીવ પ્રત્યે પણ દયાજ કર્ત્તવ્ય છે, એ શ્રી **પાર્શ્વ** પ્રભુજીના દૃષ્ટાંતથી સમર્થિત કરી, અનુકંપાદાનથી પુણ્યરાશિ વધે છે, એમ તેનું ફળ સૂચવ્યું છે. 'સર્વ જીવનું ઇચ્છો સુખ, મહાવીરની શિક્ષા મુખ્ય'—એ **શ્રીમદ્ રાજચંદ્રજી**નું વચનામૃત ટાંકી, તત્ત્વદૃષ્ટિની જરૂર પર ભાર મૂકી, **મહાવીર**ના સર્વમાન્ય દયાના સિદ્ધાંતનો જયઘોષ કરાવવાની ઘોષણા કરી છે.

**ઉચિતદાન**—આ દાનમાં વ્યવહાર મુખ્ય છે. વ્યવહારમાં ઉચિત પ્રસંગે યોગ્ય દાન આપવું તે ઉચિત દાન છે. તેમાં પણ વિવેકની ખાસ જરૂર છે, અને તે દાન પણ યથાશક્તિ જ દેવા યોગ્ય છે, કુલણજી થઈ ગજા ઉપરવટ દેવા યોગ્ય નથી. વળી આ પ્રસન્નચિત્તે જ દેવું ઉચિત છે એ સ્પષ્ટ કરેલ છે. આ ઉચિતદાન આ ભવહેતુક જ છે, એથી કાંઈ પરભવનો લાભ થતો નથી.

**કીર્ત્તિદાન**—એ દાનનો પાંચમો પ્રકાર છે. કીર્ત્તિ લોભની ખાતર દાન કરવું એ કીર્ત્તિદાન છે. આ દાન 'કેવળ કનિષ્ઠ પ્રકાર'નું છે. 'અલ્પ ફળ ખાતર મહાન ફળ હારી જવા જેવું છે.' જાર વાવતાં સાંઠા તો ઉગશે, સાંઠા ખાતર ઉગતી જારને હણી ન નાંખવી જોઇએ,—એમ જારના દૃષ્ટાંતે આ વાત સમજાવી, કીર્ત્તિ ખાતર નહિં, પણ પરમાર્થે જ દાન કર્ત્તવ્ય છે, એવો સુંદર સારભૂત બોધ કર્યો છે.

આમ દાનના પાંચ પ્રકાર વિવરી બતાવી, ઉપસંહાર કર્યો છે કે—અભયદાન, સુપાત્રદાન ઉત્તમ છે; અનુકંપાદાન મધ્યમ છે; અને ઉચિતદાન, કીર્ત્તિદાન કનિષ્ઠ છે. અને ફલભેદ

કહ્યો છે કે–પ્રથમ બે પ્રકારથી પરમ નિર્જરા થાય છે; મધ્યમથી પુણ્યરાશિ તેમજ નિર્જરા, અને કનિષ્ઠથી અલ્પ પુણ્ય પમાય છે, પણ નિર્જરા નહિં. જ્ઞાનીઓએ ઉત્તમ–મધ્યમ પ્રકારનાં દાન પર ભાર મૂક્યો છે અને કનિષ્ઠની ભલામણ નથી કરી, છતાં નિષેધ તો નથી જ કર્યો. આમ વિચારી જીવે દાન ભણી વળવું ઘટે છે, એ ધર્મનો પ્રકાર છે, એમ તાત્પર્ય દર્શાવ્યું છે. છેવટે દાનના દૂષણ અને ભૂષણ બતાવી આ વિષય પરિસમાપ્ત કર્યો છે.

## પંચાચાર

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, અને વીર્ય સંબંધી આચારનું–પ્રત્યેકના ભેદ સાથે સ્પષ્ટ સ્વરૂપ અત્ર સમજાવ્યું છે. જ્ઞાન–દર્શન આદિની પ્રાપ્તિ માટે, વિકાસ માટે, વિશુદ્ધિ માટે આ આચારો અવશ્ય આચરવા યોગ્ય છે

**જ્ઞાનાચાર**—યથાયોગ્ય કાળે નિયમપૂર્વક વિનયાન્વિતપણે, જ્ઞાન–જ્ઞાનીના ભક્તિ બહુમાનપૂર્વક, યોગ–ઉપધાન આચરવા; જેની પાસેથી આપણને ગુણ કે જ્ઞાન પ્રાપ્ત થયા હોય, તેનો ગુણ કે ઉપકાર ઓળવવો નહિં, છુપાવવો નહિં, એવો અનિહ્નવાચાર આચરવો; વ્યંજન–શબ્દ, અર્થ અને તદુભયની શુદ્ધિ બરાબર જાળવવી,--એમ આઠ પ્રકારના નિર્મળ જ્ઞાનાચારનું સ્વરૂપ સરલ–સુગમ રીતે સમજાવ્યું છે.

**દર્શનાચાર**—દર્શન શીઘ્ર પ્રાપ્ત થાય, તે વિકાસ પામે અને નિર્મળ થાય એવા આચારનો બોધ અત્ર કર્યો છે. જિનેશ્વર ભગવાન્ લોકાલોકના જે જે ભાવો પ્રકાશી

ગયા છે તે બધા યથાતથ્ય તેમજ છે, એવી **નિઃશંકતા** રાખવી. સદ્દેવમાં ટોચરૂપ શ્રી અરિહંતદેવને મૂકી, કોઈ સરાગી દેવાદિના ચમત્કાર, વિદ્યાસિદ્ધિ આદિ દેખી તે પ્રતિ વ્યામોહ પામી તેની કાંક્ષા ન કરવી—**નિઃકાંક્ષા** ધરવી. ધર્મના ફળમાં લેશમાત્ર સંદેહ ન કરવો, અથવા સાધુ સંત આદિના મલિન વસ્ત્રાદિ જોઈ ચિત્તમાં સૂગ ન આણવી,—એમ **નિર્વિતિગિચ્છા** આચરવી. પોતાની દૃષ્ટિ વ્યામોહ પામવા ન દેવી, **અમૂઢદૃષ્ટિ** જ રાખવી. પરગુણનો પ્રકાશ કરવો, અનુમોદના કરવી, **ઉપબૃંહણ** કરવું. સન્માર્ગથી પતિત થતા જીવને સ્થિર કરવો, પડતો અટકાવવો, એવું **સ્થિરીકરણ** આચરવું. જગત્જીવ પ્રતિ વાત્સલ્ય ભાવ રાખવો, **સાહામિવચ્છલ** થવું. વીતરાગ માર્ગનો **પ્રભાવ**—મહિમા દેખાડવો.—એમ આઠ પ્રકારના દર્શનાચારનું હૃદયંગમ સ્વરૂપ સીધી સાદી સચોટ રોચક શૈલીમાં પ્રતિપાદિત કર્યું છે.

**ચારિત્રાચાર**—કેવાં વર્ત્તનથી ચારિત્ર વિશુદ્ધ થાય, નિર્મળ થાય, વિકાસ પામે,—એવી કેટલીક શિક્ષાઓ વીતરાગ પરમાત્મા પ્રકાશી ગયા છે, તે ચારિત્રાચાર. આ શિક્ષાઓ આઠ છે—**પાંચ સમિતિ** અને **ત્રણ ગુપ્તિ.** આ **અષ્ટ પ્રવચન માતા** કહેવાય છે. ઈર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, પારિષ્ઠાપન સમિતિ, આદાનનિક્ષેપ સમિતિ,—એ પાંચ સમિતિનું દ્રવ્ય-ભાવથી સમ્યક્ સ્વરૂપ દર્શાવી, સર્વત્ર પ્રવર્ત્તતાં પોતાનો **આત્મલક્ષ દૂર ન થાય** એ નિરંતર લક્ષ રાખવો, એ સમિતિના પરમાર્થ પર ખાસ ભાર મૂક્યો છે. મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ એનું

સ્પષ્ટ સ્વરૂપ સમજાવી, આત્મવીર્યનો અપવ્યય ન થવા દેવો એમ બોધ્યું છે. ગૃહસ્થ પણ આ યથાશક્ય પાળી શકે-આચરી શકે.

**તપાચાર**—જીવને કર્મથી મુક્ત થવા માટે તપ એ પરમ ઉત્કૃષ્ટ સાધન છે. તપ એ નિર્જરા છે. આ તપના બાર પ્રકાર છે–છ બાહ્ય અને છ અભ્યંતર. અનશન, ઊણોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા, એ **બાહ્ય તપ**ના છ ભેદ છે. મુખ્યપણે ઇચ્છારોધ એજ આ તપનો હેતુ છે, એમ અત્ર સ્પષ્ટ કરી, આ પ્રત્યેક પ્રકારનું વિશદ માર્મિક સ્વરૂપ પ્રગટ કર્યું છે. પ્રાયશ્ચિત, વિનય, વૈયાવૃત્ત્ય, ધ્યાન, સજ્ઝાય અને કાયોત્સર્ગ, એ છ પ્રકારે **આભ્યંતર તપ** છે. તેમાં પણ કાયોત્સર્ગ પરમોત્કૃષ્ટ આભ્યંતર તપ છે, અને 'દેહથી આત્મા જૂદો છે, એવી અનુભવરૂપ સ્થિતિનો અભ્યાસ પાડવો તેનું નામ કાયોત્સર્ગ'–ઇત્યાદિ પ્રકારે આ અભ્યંતર તપનું પરમાર્થ સ્વરૂપ પરિસ્ફુટ કર્યું છે.

**વીર્યાચાર**—કેવા પ્રકારે વર્ત્તવાથી વીર્ય ઉલ્લાસ પામે એ અત્ર દર્શાવ્યું છે. એ બળ–વીર્ય આત્માનું છે; તે શરીર વડે, મન વડે, અથવા વચન વડે સ્ફુરાયમાન થાય છે. આત્માનું વીર્ય અનંત છે. તે જેમ જેમ વપરાય તેમ તેમ વૃદ્ધિ પામે છે; તેનો સારો માઠો ઉપયોગ થઇ શકે છે, અને તે પ્રમાણે તેનું સારૂં માઠું ફળ મળે છે. મનોબળ, વચનબળ અને કાયબળના પ્રકાર દર્શાવી, એ ત્રણે બળ આત્મવીર્યની સ્ફુરણાને લઇ પ્રવર્ત્તે છે, પ્રેરકબળ ચેતનનું છે, એ

સાવ સ્પષ્ટ કર્યું છે. સદુપયોગથી વિકાસ અને **દુરુપયોગથી** કેવી હાનિ થાય છે એ સમજાવી, છતી શક્તિએ વીર્યને **સ્વપર** હિતમાં ન યોજવારૂપ પ્રમાદનું અનિષ્ટ પરિણામ દાખલા દલીલથી સમજાવ્યું છે. અને છેવટમાં મનુષ્ય દેહે પ્રાપ્ત થયેલ સર્વ શક્તિનો આત્માર્થે ઉપયોગ કરવાનો સદ્બોધ આપી આ વિષયની પૂર્ણાહુતિ કરી છે.

## સ્વામિવાત્સલ્ય

સ્વામિવાત્સલ્યનો માત્ર સંઘ કે નોકારશી જમાડવારૂપ જે રૂઢ અને સાંકડો અર્થ થઈ ગયો છે, તેને બદલે **સર્વ જીવ પ્રતિ પ્રેમભાવ** એવો એનો કેટલો બધો વિશાળ અર્થ છે એ તેની વ્યુત્પત્તિથી દર્શાવી, '**વ્યવહારમુખ સાધર્મિક વાત્સલ્ય**' અંગે અત્ર વક્તવ્ય છે એમ સ્પષ્ટ કર્યું છે.

જૈનોની સખાવતો વિપુલ છતાં વિવેકની ખામી પ્રત્યે અંગુલિનિર્દેશ કરી, વિવેકની આવશ્યકતા પર ભાર મૂકી, વર્ત્તમાનમાં સાધર્મિક વાત્સલ્ય અંગે ખરૂં કર્ત્તવ્ય દર્શાવ્યું છે.

પૂર્વ જૈનોની અઢળક સમૃદ્ધિનો–જાહોજલાલીનો પરિચય આપી, તે સમયે નોકારશી આદિ અંગે થતો ખર્ચ યોગ્ય હતો. પણ હાલ દેશકાળ જોતાં સમાજની વર્ત્તમાન કરુણ સ્થિતિમાં તેવો વ્યય યોગ્ય નથી. પરંતુ તે સ્વામિવાત્સલ્યને રૂપાંતર પમાડવાની જરૂર છે; અને તેની સફળતા માટે **ધીરજ વિવેક** અને **ઉદારતા** એ ત્રણ ગુણની પરમ આવશ્યકતા છે. ઈત્યાદિ વિસ્તારથી બતાવી વર્ત્તમાન દેશકાળને અનુરૂપ-

પણે સ્વામિવાત્સલ્યનો ઉદાર હેતુ સચવાય, એવા ઉત્તમ વ્યવહારૂ પગલાંઓનું સૂચન કર્યું છે, અને તેમ કરવા માટે ખાસ કરીને શ્રીમંતોને અને જૈન શ્રેયઈચ્છક સંસ્થાઓને શુદ્ધ આશયથી સાગ્રહ–સપ્રેમ નિમંત્રણ કર્યું છે. પ્રાંતે ઉત્તર ખંડમાં સુવિહિત આચાર્યોના અવતરણો ટાંકી, અને ઉત્તમ સ્વામિવાત્સલ્ય આદરનારા મહાનુભાવ સુશ્રાવકોના ઉદાહરણો આપી, સ્વામિવાત્સલ્યની ભાવનાને પરિપુષ્ટતા પમાડી છે.

## શીલધર્મ

વ્યવહાર ધર્મનો બીજો પ્રકાર **શીલ** છે. આ શીલની વિશાલ વ્યાખ્યા બતાવી, દ્રવ્યથી અને ભાવથી તેનું સ્વરૂપ પ્રદર્શિત કર્યું છે. દાન–શીલ–તપ–ભાવના અનુક્રમનું રહસ્ય અને પરસ્પર કાર્યકારણ ભાવ સંબંધ દર્શાવી, ‘બ્રહ્મચર્ય’ અર્થમાં શીલનું નિરૂપણ કર્યું છે. લખાણ આટલે સુધી પ્હોંચતાં અધૂરૂં રહેવા પામ્યું છે.

આમ આ નિબંધ ચતુષ્ટયનું સંક્ષેપે વસ્તુદર્શન અત્રે દિગ્દર્શનમાત્ર કર્યું છે. વિશેષ દર્શન સુજ્ઞ વાંચક ગ્રંથવાંચનથી સ્વયં કરશે. અસ્તુ!

૫, ચોપાટી રોડ,
મુંબઈ, ૭

ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા.



# અનુક્રમણિકા



..............

## શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૧૮ | દાય | દયા |
| ૬૦ | ૨૦ | છિક્ષા | શિક્ષા |
| ૧૨૮ | ૨૫ | અતરાય | અંતરાય |
| ૧૪૪ | ૨૨૧ | વણુવાનું | ભણુવાનું |

# દાનધર્મ

## ધર્મ

દુર્ગતિમાં પડતાં જીવને ધારી રાખે તેનું નામ ધર્મ. સંસારમાં જીવો ચાર ગતિમાં રઝળ્યા કરે છે. તે ચાર ગતિ દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક છે. જીવને પોતાનાં સારાં માઠાં કર્મો વડે તે તે સારી માઠી ગતિ મળે છે, અને તે તે ગતિમાં પણ પાછાં શાતા–અશાતા, સુખ–દુઃખ, સંપત્તિ–વિપત્તિ તે તે સારાં–માઠાં કર્મોને લઈ મળે છે. સારાં કૃત્યો, સારાં કર્મો તે ધર્મ અને માઠાં કર્મો તે અધર્મ. સારાં કૃત્યો વડે જીવ સારી, ઉત્તમ ગતિ પામે છે, ખરાબ ગતિમાં પડતો બચે છે. માઠાં કર્મો વડે અધમ ગતિમાં પડે છે. માટે સુકૃત્યો એ આ ઠેકાણે ધર્મનો અર્થ થાય છે. આ અર્થ વ્યવહાર ધર્મને લઇને છે. પરમાર્થ કે નિશ્ચય ધર્મે તો વસ્તુનો સ્વભાવ એ ધર્મ એવો અર્થ થાય છે. આ આપણે બીજે ઠેકાણે વિચારશું.

જ્ઞાનીઓ દુર્ગતિમાંથી બચાવનાર આ ધર્મના ચાર ભેદ કહે છેઃ–(૧) દાન (૨) શીલ (૩) તપ અને (૪) ભાવ. તે પ્રત્યેકના પાછા અનેક ભેદ છે. આપણે અત્રે એ બધાંનો સામાન્યપણે સંક્ષેપમાં વિચાર કરશું.

---

# દાનધર્મ

પ્રથમ દાનધર્મ–હમણા આપણે દાન ઉપર વિચાર કરશું.

દાન એટલે શું?
દાન કાંઈ દેવું તે.
શું દેવું?
આપણી શક્તિનો લાભ.
કોને?
જેને એનો ખપ હોય, તેવા પાત્રને.
શી રીતે દેવો?
કાંઈ પણ ઈચ્છા, આશા, બદલાની સ્પૃહા વિના.

ત્યારે જુઓ, દાનનો સમુચ્ચયાર્થ શું થયો?

**સમુચ્ચયાર્થ** દાન એટલે આપણી કાંઈ પણ શક્તિનો લાભ, જેને એ લાભનો કાંઇ પણ ખપ હોય એવા પાત્રને કાંઈ પણ બદલાની સ્પૃહા વિના આપવો તે.

આપણી કઈ શક્તિનો લાભ આપવો? આપણામાં અનેક પ્રકારની શક્તિઓ રહેલી છે. તનની, મનની, વાણીની; અથવા તનની, મનની અને ધનની,–આ મુખ્ય છે.

આમાંથી એક કે વધારે શક્તિનો, આખીનો કે ઓછીનો જેને ખપ હોય તેને, આપણે આપી શકીએ એમ હોય તો, લાભ આપવો એનું નામ દાન.

આપણે ધનવાન હોઇએ, અને આપણુને ખાવાનું, પીવાનું, પહેરવાનું, ઓઢવાનું આદિ યથેચ્છ મળતું હોય અને આપણે બીજાને પણ આપણી સધનાવસ્થાનો લાભ આપી શકીએ એમ હોઇએ, અર્થાત્ દુઃખી, રોગી, ભુખ્યા, દરિદ્રી, જ્ઞાની, ગરીબ વિદ્યાર્થી, સાધુ, સંત, મહાત્મા આદિને ખાવા–પીવા–ઔષધાદિવડે સાહાય્ય કરી શકીએ એમ હોઇએ, સહાય કરીએ, તેનું નામ ધન શક્તિના લાભ આપવા રૂપ દાન દીધું કહેવાય.

**દાનના પ્રકાર**

જેમકે–કોઇ ક્ષુધાતુર ભીખારી કાંઈ ખાવાનું આપણે ત્યાં આવી માગે, અને આપણે તેના પર દયા આણી આપવું; અથવા કોઈ મહા સંત મહાત્મા પુરુષ, અનેક તપશ્ચર્યાના આચરનારા, સત્શીલ સેવનારા, નિર્ગ્રંથી આહાર–પાન અર્થે આપણા આંગણા પાવન કરે, તેવાઓને પરમ ભક્તિ-ભાવે ખાન–પાનાદિ આપવું; અથવા કોઈ દરિદ્રી ટાઢ–તાપે રીબાતો વસ્ત્ર, પાત્ર, પગરખાં, છત્રી આદિની યાચના કરે અને તે યથાશક્તિ આપવાં; અથવા અનાથ નિરાધાર બાળકોને પાળવા–પોષવા, વિદ્યા આદિ આપવા તેવાં તેવાં આપણા ધનની જોગવાઇએ, આશ્રમો ઉઘાડવાં, અથવા તેવા આશ્રમોમાં યથાશક્તિ ધનની મદદ આપવી; અથવા અનાથ નિરાધાર વૈધવ્ય અવસ્થાને પામેલી બેનો અર્થે તેઓનાં વૈધવ્યનાં દુઃખ વિસારે પડે, અને તેઓ આર્ત્તધ્યાનથી મુક્ત થઇ જે પ્રકારે આ અમૂલ્ય મનુષ્ય દેહનો લાભ લઈ શકે, એવાં વિદ્યાદિ પામે, અને પોતાને અને પરને

ઉપકારી થાય એવાં આપણી ધનની શક્તિ વડે આશ્રમો સ્થાપવાં, અથવા એવાં સ્થાપન થએલાં આશ્રમોમાં યથાશક્તિ ધનની મદદ આપવી; અથવા જે વડે બાલકો અને બાલાઓ વિદ્યાદાન લઇ વ્યવહાર-પરમાર્થ કુશળ થઈ, આ ભવ પરભવનું હિત હાંસલ કરી શકે એવાં વિદ્યાલયો આપણી ધન શક્તિ વડે સ્થાપવાં, અથવા એવાં ચાલતાં ખાતામાં આપણી શક્તિ મુજબ ધનની સહાય આપવી; અથવા જે વડે બાલકો અને બાળાઓ એક ઠેરવેલા શાંત નિવૃત્તિવાળાં રમ્ય ક્ષેત્રે રહી, ખાન-પાન-વસ્ત્ર ઔષધાદિનો યોગ ત્યાંજ પામી, અન્યોન્ય સહવાસમાં રહી, નાનપણથીજ ઉચ્ચ મનોવૃત્તિને, નીતિમય વર્ત્તનને વિકસાવે, તેઓનો આ ભવ અને પરભવ સુધરે, અને યોગ્ય વય પામતાં સુધી ત્યાં વિદ્યાભ્યાસ કરે, અને વ્યવહાર તથા પરમાર્થ બંનેમાં કુશળ થઈ. પોતાના અને પોતાના સહોદરરૂપ અન્ય જીવોના હિતમાં એ કુશળતાને યોજી શકે,-એવાં ખાતાં, આશ્રમો, બૉર્ડિંગ સ્કુલો પોતાની ધનશક્તિ વડે સ્થાપવાં, અથવા એવાં સ્થપાયેલાં ખાતામાં યથાશક્તિ ધનની મદદ આપવી;-ગરીબ અને સુપાત્રને વિદ્યાનો લાભ મળી શકે, એ માટે વિદ્યાના ઉત્તેજનરૂપે વિદ્યા આપતી કોઈ સંસ્થાને યોગ્ય વિદ્યાર્થીઓને સ્કોલરશીપરૂપે મદદ આપવારૂપે યથાશક્તિ રકમ આપવી;-અથવા પંડેજ કોઈ યોગ્ય વિદ્યાર્થીને તથાપ્રકારે મદદ કરવી;-કોઇને ફ્રીની જરૂર હોય, કોઇને પુસ્તકાદિની જરૂર હોય, અને કોઇને બીજાં કોઇ વિદ્યાનાં સાધનભૂત સાહાય્યની જરૂર હોય, તેને તે તે પોતાની શક્તિ અનુસાર આપવાં; અથવા રોગી, દીન-રોગી માટે

દવાશાળાઓ પોતાના પૈસાની શક્તિએ ઉઘાડવી, કે એવાં ખાતામાં યથાશક્તિ પૈસાની મદદ આપવી; અથવા માંદાની માવજત માટે હૉસ્પીટલો, સારવાર કરનારાં ખાતાં સ્થાપવાં, એવા ચાલુ ખાતામાં મદદ આપવી; અથવા દીન, રોગી, અવાચક, નિરાધાર, નધણીયાતા, પશુ, પંખી આદિ તિર્યંચ જીવો અર્થે પાંજરાપોળ, રક્ષણાલયો સ્થાપવાં, કે તેવાં ચાલતાં ખાતામાં પૈસાની મદદ કરવી; અથવા તેવાં દીન, રોગી, અવાચક, પશુ, પંખી આદિ તિર્યંચો માટે દવાશાળા, હૉસ્પીટલો સ્થાપવી, કે એવાં ચાલતાં ખાતામાં પૈસાની મદદ કરવી; અથવા દુઃખી, રોગી એવા પોતાના જાતભાઇઓના અર્થે નિવૃત્તિ સ્થાનમાં, આરોગ્યવર્ધક અને આરોગ્યરક્ષક ક્ષેત્રે આરોગ્યભુવનો, (સેનીટેર્યમો) સ્થાપવાં, અથવા એવાં ચાલતાં ખાતામાં મદદ આપવી; અથવા પોતાની ગરીબ જાત-બ્હેનોના હિત અર્થે સૂતિકાગૃહ, સુવાવડ ખાતાં સ્થાપવાં, કે એવાં ચાલતાં ખાતામાં યથાશક્તિ મદદ આપવી; અથવા પંથિજનો માટે ધર્મશાળાઓ બંધાવવી, કે એવાં ચાલતાં ખાતામાં મદદ આપવી; અથવા હરામહાડ થઈ ગએલા એવા ગરીબ ભિક્ષાવૃત્તિથી ઉદર ભરનારા માટે ઉદ્યોગશાળા સ્થાપવી, કે એવાં ચાલુ ખાતામાં મદદ કરવી; અથવા લુલાં-લંગડાં, અપંગ, અંધ, મુંગા, બ્હેરા એવા પોતાના જાતભાઇઓ માટે તેઓની ચાલતી શક્તિઓ ઉપયોગમાં આવી શકે અને ખીલે એવા પ્રકારનાં આશ્રમો બાંધવાં, અથવા એવાં ચાલતાં ખાતામાં મદદ કરવી; અથવા પોતાના નિર્ધન પણ શરીરની શક્તિવાળા જાતભાઇઓને ઉદ્યોગ-ધંધો સૂજે એવા પ્રકારની યથાશક્તિ પૈસાની જોગવાઈ કરી

આપવી; અથવા યાચના કરવાને અયોગ્ય એવા પોતાનાં ગરીબ પણ આબરૂવાળાં જાતભાઇઓ–બ્હેનોની ગુપ્તપણે પૈસા વડે યથાશક્તિ સંભાળ લેવી; અથવા તેવાં તેવાં ચાલતાં ખાતામાં યથાશક્તિ મદદ આપવી; અથવા ઘણા જીવો બોધ પામે એવા ભવ્ય, સુંદર, જિનપ્રાસાદ બંધાવવાં, અથવા એવા બંધાતાં કે બંધાયલા વીતરાગ મંદિરમાં યથાશક્તિ મદદ આપવી; અથવા પૂર્વના ટકી રહેલા ભવ્ય જિનપ્રાસાદને સમરાવવા કે તેમાં યથાશક્તિ મદદ આપવી; અથવા પૂર્વના મહા જ્ઞાની પુરુષોએ રચેલાં પવિત્ર સત્શાસ્ત્રોને શોધાવવા, ફરી લખાવવા, સડી જતા અટકાવવા, જીવોની પાત્રતા જોઇ યોગ્ય યોગ્ય શાસ્ત્રોને પ્રકાશમાં આણવાં, બધાંનો ઉદ્ધાર કરવો, તેની સાચવણ, સંભાળ રહે, તે લાંબો વખત ટકે,–એવાં પ્રકારનાં સાધનો મેળવવાં,–એ વગેરે અર્થે પૈસા વાપરવા,–આ બધા પોતાની ધનશક્તિ વડે લાભ આપવારૂપ દાનના પ્રકાર છે.

**તન મન ધનથી દાન**

આમ અનેક પ્રકારે ધનશક્તિ વડે દાન કરી શકાય છે. અને દાનનું મુખ્યમાં મુખ્ય એજ સાધન હોવાથી મનશક્તિ અને તન શક્તિનું દાન ગૌણ થઇ ગયું છે; બહુજ ગૌણ થઈ ગયું છે. તે એટલે સુધી કે જીવો એમજ સમજી બેઠા છે, કે દાન કેવળ શ્રીમંતો હોય તેજ કરી શકે, અથવા દાન પૈસા વડેજ થઈ શકે, પણ આ માનવું કેવળ ભૂલ ભરેલું છે. દાન જેમ ધન વડે થઇ શકે છે, તેમ પોતાને પ્રાપ્ત થએલ વચન અને મન શક્તિનો

લાભ અન્યના હિતાર્થે આપવામાં પણ દાનનો મ્હોટો લાભ સમાયલો છે. પૈસા વડે દાન કરનારા જેમ પુણ્ય ઉપાર્જી શકે છે, તેમ પૈસાની ભલે સારી સ્થિતિ ન હોય, પણ તન-મનની શકિત ધરાવનાર પણ ધારે તો તે તે શકિતનો અન્યને હિતાર્થે લાભ આપવારૂપ દાન વડે ઓછું પુણ્ય ન ઉપાર્જી શકે. તે પણ તેટલું બલ્કે વિશેષ પણ ઉપાર્જી શકે. જોકે ધનવાનને વિશેષ સુલભતા હોવાથી એ વિશેષ પુણ્યશાળી છે; અને નિર્ધનને પ્રાયઃ એઓના આશ્રિતરૂપે રહેવું પડે છે, છતાં પણ નિર્ધનો ધારે તો પોતાને પ્રાપ્ત થએલી બીજી શક્તિઓનો બીજાનાં કલ્યાણ અર્થે લાભ આપવારૂપ દાન કરી શકે. ઉપર ધન શક્તિનો લાભ આપવારૂપ જે જે દાનના પ્રકાર કહ્યા તેમાં બધામાં કે વિશેષ ઓછામાં શારીરિક શકિતવાળો તે શક્તિનો લાભ આપવારૂપ દાન આચરી શકે; માનસિક શકિતવાળો તે શક્તિનો લાભ આપવારૂપ દાનનું ફળ પામી શકે.

**કરવું, કરાવવું, અનુમોદવું.**

ક્રિયા માત્ર ત્રણ પ્રકારની છેઃ—કૃત, કારિત અને અનુમોદિત,–કરવું, કરાવવું, અનુમોદવું, અર્થાત્ પોતે કરવું, બીજા પાસે કરાવવું, અથવા બીજાને કરતાં અનુમોદવું. દાનમાં આ લાગુ પડે છે.

કોઇ જીવ પોતે શ્રીમંત હોઈ દાન કરે છે; બીજા શ્રીમંતોને ઉપદેશી તેના પાસે પણ કરાવે છે; અને એમ દાન કરતા બધા જીવોની કૃતિથી રાજી થઇ અનુમોદના કરે છે.

બીજા જીવો એવા છે, કે પોતે તો ધનવાન નથી, પણ લાગવગથી, સમજાવટથી, વાણીની શકિતથી ધનવાનને સમજાવી તેઓની પાસે દાન કરાવે છે; અને એવા દાન કરનારાની કૃતિથી રાજી રાજી થઇ આનંદ પામે છે.

ત્યારે ત્રીજા જીવો એવા છે, કે જેઓ પોતે ધનવાન નથી, તેમ પોતામાં એવી લાગવગ નથી, કે કળાવકળ નથી, કે સમજાવવાની શકિત કે વાણી નથી, કે બીજાને સમજાવી તેઓ પાસે દાન કરાવે; પણ અન્ય જીવોને દાન કરતા દેખી તે તે કૃતિથી રાજી રાજી થઇ પ્રમોદ પામે છે.

આ બધા જીવો એક સરખી રીતે પુણ્યના ભાગી છે; કેમકે તેઓ બધા પોતાને મળેલી શકિતઓનો લાભ અન્યના હિતાર્થે આપવારૂપ દાન એક સરખી રીતે કરે છે. જ્યાં સુધી દરેક જીવ પોત પોતાની છતી શકિત ગોપવ્યા વિના, ઢાંકયા વિના, ગુપ્ત રાખ્યા વિના, તે તે શકિતનો કે શકિતઓનો,–ચાહે તો ધનવાન તન-મન અને ધનથી, નિર્ધન પણ તન-મનની શકિતવાળો તન-મનથી, અને નિર્ધન અને અશકત તનુવાળો પણ મનની અનુમોદના માત્રથી,–ઉપયોગ કરી તેનો લાભ અન્યના હિતાર્થે આપે છે,–તે બધાંને દાનનાં ફળનો એક સરખો લાભ મળે છે.

**સરખું ફળ.**

આમ વિચારી ધનહીન ભાઇઓએ નહીં ગભરાતાં, નહિં દબાતાં, પોતાને પ્રાપ્ત થએલ શકિતનું પ્રશસ્ત ગૌરવ આણી શ્રીમંતોનીજ સફમાં ઉભી, પોતાની શકિતનો લાભ, જેને તેના લાભની જરૂર હોય, તેવા પાત્રને આપવા

આગળ આવવું ઘટે છે. એ શ્રીમંતો પણ આ સૃષ્ટિ પરના આત્મા છે; અને પોતે પણ આ સૃષ્ટિ પરનો અનંત શકિતનો ધણી એવો આત્મા છે. આમ બંને સરખા છે. પોતાને અમુક અમુક રીતે શ્રીમંતોનાં સાહાય્યની જરૂર છે; તો બીજી રીતે શ્રીમંતોને પોતાનાં સાહાય્યની જરૂર છે. આમ તેઓ અન્યોન્યાશ્રયે રહેલા છે. તેમાં કોઇએ બીજાને દબાવવું કે પોતે દબાવું ઘટતું નથી. દરેક પોતપોતાને પ્રાપ્ત થયેલ શકિતનો અન્યને હિતરૂપ લાભ આપવારૂપ દાનનાં ફળનો અધિકારી થઈ શકે છે.

છતી શકિતએ દાન ન આપે એ ગાઢ અંતરાય બાંધે છે, અર્થાત્ એની શકિતઓ ખીલતી નથી; કટાઇ જઈ નિસ્તેજ થઈ નાશ પામે છે.

**સુક્ષેત્રે દાનની વાવણી**

જેમ એક ઘઉંનો દાણો હોય તેને સારી ભૂમિમાં વાવીએ નહિં, અને વાવ્યા વિના પડતર રાખીએ, તો તે દાણો કાંઇ વૃદ્ધિ પામતો નથી, પણ કાળક્રમે સડી જઇ માટી થઈ જાય છે,– અને તેજ દાણાને સારી જમીનમાં વાવ્યો હોય, તો વરસાદનું પાણી સિંચાઇ તે ઊગી નીકળી હજારો દાણા પેદા કરશે; તે હજારો દાણા પુનઃ તે પ્રકારે વવાતાં પાછાં તે પ્રત્યેકના હજાર હજાર એવા વર્ગે વર્ગિત દાણા પેદા કરશે; અને તે બધાને પાછાં તેજ પ્રકારે વાવતાં તેના અસંખ્યાતા અને ક્રમે કરી અનંતા દાણા થાય.–તેમજ આપણને મળેલી શકિત-ઓનો સુક્ષેત્રે લાભ આપવારૂપ, સ્વપરના હિતરૂપ સદુ-

પયોગ કરવારૂપ, દાન દેવાથી તે ઊગી નીકળી અનંતગણી વિકાસ પામે છે; ઉત્તરોત્તર ક્ષયોપશમ વૃદ્ધિ પામી, પ્રાંતે સર્વ અંતરાય ક્ષીણ થઈ, સ્વાભાવિક અનંત શકિતઓમાં પરિણમે છે. ત્યારે જો તે છતી શકિતનો સદુપયોગ ન કરવામાં આવે, તો તે ચીમડાઇ જઇ, કટાઇ જઇ, દબાઇ જાય છે, નાશ પામે છે, અને જીવ પુરુષાર્થહીન થઇ અધોગતિ પામે છે. એજ છતી તન–મન–ધનની સાંપડેલી શકિતનું યથોચિત દાન ન દેવાથી ઉપજતો અંતરાય સમજવો.

માટે દાન ધર્મે આપણે આપણને મળેલ ધન, કે વિદ્યા, કે બળ, એક, બે કે એ બધાંનો, કરવા, કરાવવા, અને અનુમોદવારૂપે સદુપયોગ કર્તવ્ય છે. એથી આપણા અનંતા અંતરાય ટળે છે.

વળી ધ્યાનમાં રાખવાનું છે કે:—(૧) કોઈ ધનવાન માણસ પોતે ઉપર અગાઉ જણાવેલાં પ્રકારે પોતાના ધનનો સદુપયોગ કરે છે, પણ બીજાને એવું કામ કરતા દેખી ઇર્ષ્યા આણી, અનુમોદન આપવાને બદલે જો ખેદ પામે છે, તો દાનનું ફળ હારી જાય છે. માટે આપણે આટલું લક્ષમાં રાખવાની જરૂર છે, કે કદાચ આપણી શકિત છતાં આપણે તે શકિતનો સદુપયોગ ન કરીએ, પણ બીજાને પોતાની શકિતનો સદુપયોગ કરતાં દેખી ઇર્ષ્યા-અદેખાઇ-ખેદ તો આણવો નજ ઘટે. એથી આપણે છતી શકિત ગોપવ્યાનો દોષ કરી અંતરાય ઉપાર્જીએ છીએ, એટલુંજ નહિં, બલ્કે બીજા કરે છે તેની ઇર્ષ્યા કરી ગાઢ અંતરાય

બાંધીએ છીએ. આ આપણે ખસુસ ધ્યાનમાં રાખવાનું છે. હવે જેમ આપણે ધન વડે દાનના પ્રકાર જણાવ્યા તેમ તન–મન આદિના દાનના પ્રકાર વિચારીએ.

**શરીર શક્તિથી દાન**

(૨) આપણે કદાચ આપણા ધનની શકિત વડે બીજાને સાહાય્ય આપી શકીએ એવી સ્થિતિમાં ન હોઇએ, પણ જો શારીરિક શકિત સારી હોય, અને તે વડે બીજા નિર્બળ, તપસ્વી, સાધુ, બાળ, રોગી, ગ્લાન, સ્ત્રી આદિને મદદ કરી શકિએ એમ હોઈ, મદદ કરીએ તેનું નામ શરીરશકિતનો લાભ આપવારૂપ દાન છે. જેમકે–કોઈ માણુસ અજાણુતાં કુવામાં કે સમુદ્રમાં પડી ગયો, તેને, આપણને તરતા આવડતું હોય, તો તેમાંથી બચાવવો, એ શારીરિક શકિતનો લાભ આપવારૂપ દાન કહેવાય. કોઈ કસાઈ કે બીજો પાપી માણુસ કોઈ નિર્દોષ પ્રાણીને વધ અર્થે લઇ જતો હોય, તેની પાસેથી તે પ્રાણીને આપણું શારીરિક બળ વાપરી છોડાવવું, અથવા કોઇ અબળા જાતિ ઉપર કોઇ પામર જુલમ કરતો હોય, ત્યારે તેને આપણા શરીર બળે કરી તે દુઃખમાંથી છોડાવવી, અથવા કોઇ સાધુ–સંત, જેઓ પોતાના દેહના પણ નિરપેક્ષી છે, એવા ઉપર કોઇ દુષ્ટ પરિતાપ પાડતો હોય, તેમાંથી તે સાધુસંતને આપણા શરીર બળ વડે બચાવવા,–એ વગેરે આપણી શારીરિક શકિતનો લાભ આપવારૂપ દાનના પ્રકાર છે. કોઇ દુઃખી–રોગી જીવને ચાંપવું, ચોળવું, ઉઠવા–બેસવામાં મદદ કરવી, સાધુ–સંત આદિની પણ તેવા તેવા

પ્રસંગે તેવા તેવા પ્રકારે સંભાળ લેવી,–એ વગેરે આ દાનના પ્રકાર છે. ધનની શકિત તથાપ્રકારની ન હોય છતાં, આ શરીર શકિત વડે પણ ધન વડે દાન કરવાના જે કેટલાક ભેદો અગાઉ બતાવ્યા છે, તે બધામાં ભાગ લઇ શકાય છે; અને તેથી પણ અનેક પુણ્ય–નિર્જરા થાય છે. આ રહસ્ય આપણે અવશ્ય વિચારવાનું છે.

**મન શકિતથી દાન**

(૩) તેમજ મન શકિત વડે આપણે તે શકિતનો અન્યના હિતાર્થે લાભ આપવારૂપ દાનનું ફળ પામી શકિએ છીએ. તન–મન અને ધન એ ત્રણેની શકિત પ્રાપ્ત કરવા જેટલો પુણ્યનો સમૂહ આપણને પ્રાપ્ત થયો હોય તો બલિહારી, અને તો તો આપણે એ ત્રણે શકિતઓના લાભનું દાન કર્તવ્ય છે, અને એમ કરી પુણ્યની રાશિ વધારી, પુણ્યાનુબંધી પુણ્યના ભાગી થઈ, અનંત નિર્જરા ઉપાર્જવી ઘટે છે. પણ પૂર્વિત અંતરાય યોગે એ બધી શકિતઓ આપણને પ્રાપ્ત ન થઇ હોય, તથાપ્રકારનો દ્રવ્ય સંચય ન હોય, તેમ તથાપ્રકારની શારીરિક પ્રકૃતિઓની આરોગ્યતા, દૃઢતા, અનુકૂળતા આદિ ન હોય, અને તેને લઈ તે તે પ્રકારના લાભનો આપણને પોતાને અંતરાય હોઈ બીજાને લાભ આપવા અસમર્થ હોઇએ, તો ખેદ ન પામતાં, મનમાં ગ્લાનિ ન આણતાં, આપણે જેઓ પોતાને મળેલી તન–મન–ધન આદિની શકિતનું સ્વપરના ભલા માટે લાભ આપવારૂપ દાન કરી રહ્યા હોય, તેની શુદ્ધ અંતઃકરણથી અનુમોદના કરવી ઘટે

છે. એ અનુમોદના વડે આપણે એ પૂર્વે કહ્યા પ્રમાણે દાન દેનાર જેટલુંજ ફળ પામીએ છીએ. અરે! કદાચ વિશેષ પણ પામીએ છીએ. કેમકે જેને શકિત મળી હોય તે તે શકિતનો લાભ બીજાને આપતાં કાં તો, માનમાં આવી જઈ દાનના ફળમાં ઉણાશ પામે છે, અને કાં તો બીજાને એવા દાનના કાર્યો કરતાં દેખી ઇર્ષ્યા આણી ફળમાં ઉણાશ પામે છે, અંતરાય પામે છે. ત્યારે અનુમોદન કરનારને તો એવાં માન કે ઇર્ષ્યાનાં કાંઇ પણ કારણ ન હોવાથી એ કેવળ અખંડ ફળ પામે છે. માટે કદાચ આપણને પૂર્વિત અંતરાયને લઇ તે તે દાન પ્રયોગાર્થે શકિત વિશેષનો અભાવ વર્ત્તતો હોય, તો ખેદ નહિં આણતાં, દાન કરનારાઓની પ્રમોદભાવના ભાવવી ઘટે છે. એ પણ એક અપૂર્વ દાનનો પ્રકાર છે. વળી મનશકિતવાળો પોતે વિદ્યાનું, જ્ઞાનનું, તત્ત્વનું અન્ય જિજ્ઞાસુ પાત્રોને પ્રકાશ કરવારૂપ ઉત્કૃષ્ટ દાન આપવાનું ફળ પામે છે. પરમ નિર્ગ્રંથ, વીતરાગ મુનિવરોનાં તો આવાં ભાવદાનજ હોય. નથી તેઓ પાસે પૈસો કે ગરથ, કેમકે તેઓ તો નિર્ગ્રંથ છે કે જેથી ધનીના ધર્મે કહેલા દાનના ભેદ આચરી શકે; એઓ તો પરમ અભયદાન જીવોને શાંત ઉપદેશામૃત વડે, ઉત્તમ તત્ત્વજ્ઞાન વડે આપી રહ્યા છે. આમ વિચારિએ તો લાગશે, કે મન શકિતનો અન્યજીવોને લાભ આપવારૂપ દાન, મનશકિતનો સ્વપરના હિતરૂપ લાભ આપવારૂપ દાન સર્વોત્કૃષ્ટ છે.

આમ મનથી, તનથી, વાણીથી, વિદ્યાથી, ધનથી, આદિ અનેક પ્રકારે એ બધી શકિતઓ વડે, કે એક કે

ઓછી વધારે શકિતઓ વડે, આપણે ધારીએ તો, તે તે શકિતનો સ્વપર હિતરૂપ લાભ આપવાનાં દાનનાં અમોઘ ફળ પામી શકીએ. દાનનું આ પ્રકારે સ્વરૂપ આપણે અવશ્ય સમજવા જેવું છે; વિચારવા જેવું છે, અને વિચારીને આચરવા જેવું છે.

એ ઉપર જણાવેલા દાનના પ્રકારોમાં વીતરાગ માર્ગમાં કહેલાં અભયદાન, સુપાત્રદાન, ઉચિતદાન, અનુકંપાદાન અને કીર્તિદાનનો સમાવેશ થઇ જાય છે. એ આપણે વિચારિએ, તે પહેલાં આપણે એક અગાઉ કહેલી બાબતનું પુનઃ સ્મરણ કરશું.

આપણે કહ્યું છે કે જીવને દુર્ગતિમાં પડતો ધારી રાખે, બચાવે તે ધર્મ. આ દાન એ ધર્મનો પ્રકાર છે, એટલે દાન વડે જીવ દુર્ગતિમાં પડતો બચે; સુગતિ પામે, એવો અર્થ થયો.

હવે આપણને ચોકસ સમજાશે, કે દાનના પ્રકાર, દાનનું સ્વરૂપ આપણે જે અગાઉ વિચાર્યું તેથી આપણને અવશ્ય સદ્‌ગતિ મળવી જોઇએ; આપણે દુર્ગતિમાં પડતા બચવાજ જાઇએ. જે જેવું કરે તે તેવું પામે. As a man sows, so shall he reap. પગ ભોંય પર પછાડીએ તો પગને લાગેજ. "વાવિયે તેવું લણિયે." તેમ સારાં માઠાં જેવાં કામ કરિએ તેવું ફળ પામિએજ. આપણને મળેલી સારી શકિતઓનો બીજાને સુખ થાય તે પ્રકારે લાભ આપિએ તો આપણને પણ સુખ થાય; આપણે પણ પરિણામે સુખરૂપ ફળ મેળવીએ. અને સુખ તો સારી

ગતિમાં કે પંચમી ગતિમાં છે. એટલે એ સારી ગતિમાં જવારૂપ ફળ અને દુર્ગતિમાં પડતાં બચવાનું ફળ આપણને આ દાનધર્મથી મળે છે. આમ વિચારતાં આપણને પવિત્ર વ્યવહાર ધર્મ ઉપર બહુ આસ્થા થશે. જે પ્રાંતે પરમ હિતનું કારણ છે.

હવે આપણે અભયદાનાદિ દાનના પ્રકાર વિચારીએ; તથા કેવા પ્રકારે દાન આપવાથી પરમ લાભ છે, તે જોઇએ.

---

# ૧. અભયદાન.

દાનના જે જે પ્રકાર કહેવાયા છે, તે બધામાં ઉત્કૃષ્ટ અભયદાન છે; અને તે વાસ્તવિક છે. જીવને ભયમાંથી છોડાવી અભય આપવું, એથી વિશેષ શું સુકૃત્ય છે? એથી વિશેષ મ્હોટો પરમાર્થ કયો? જીવને મ્હોટામાં મ્હોટો ભય મરણનો છે. મરણ કોને પ્રિય હોય? કોઇ પણ જીવને નહિં. તો તે મરણના ભયમાંથી જીવને બચાવવો તેનું નામ જ્ઞાનીઓ અભયદાન કહે છે.

**વ્યાખ્યા**

કસાઇના હાથમાંથી નિરપરાધી અવાચક પશુને છોડાવવો, પારધિની જાળમાંથી પંખીને ઉગારવાં, મચ્છીમારનાં પાશમાંથી ગરીબ માછલીઓને છોડાવવી, ભુખમરાનાં દુઃખથી મરણોન્મુખ થએલા રીબાતાં જીવોને અન્નપાન આપી બચાવવાં, બળતા ઘરમાં ફસેલા જીવોને કળે-બળે અણીશુદ્ધ

ઉગારવાં, પાણીમાં ડુબતા જીવને સવેળા મદદ કરી બચાવવો, ટૂંકમાં ગમે તે કારણે મરણના ભયથી રીબાતા મરણોન્મુખ થએલા જીવોને મરણથી બચાવી નિર્ભય કરવા, એ અભયદાન છે.

આ અભયદાનના પણ બે ભેદ પાડી શકાય:-

**બે ભેદ**

(૧) કનિષ્ઠ પ્રકારનું (૨) ઉત્તમ પ્રકારનું; અથવા (૧) દ્રવ્ય અભયદાન (૨) ભાવ અભયદાન અથવા (૧) વ્યવહારસત્ય અભયદાન (૨) પરમાર્થસત્ય અભયદાન. એટલે એક પ્રકાર અભયદાન કનિષ્ઠ, દ્રવ્ય અને વ્યવહારસત્યનો છે; જ્યારે બીજો પ્રકાર ઉત્તમ, ભાવ અને પરમાર્થસત્યનો છે.

**ઉત્કૃષ્ટ અભયદાન**

શ્રી સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા, ભાવ કરુણાએ કરી, જે પરમ શાંત અમૃતમય ઉપદેશ જીવોને આપી સંસારતાપથી તેમને શાંત કરે છે, અને અનાદિનાં જન્મ મરણનાં દુઃખોનો સર્વથા નાશ થવાનાં કારણિક થાય છે,- તે સર્વોત્કૃષ્ટ અભયદાન છે. તેઓની આંતરૂદાય એવી સતેજ વર્ત્તે છે, કે જીવોને મ્હોટામાં મ્હોટું દુઃખ જે મરણ છે, અને જે તેઓ બિચારા અનાદિથીજ અનેકવાર કરી રહ્યાં છે, તે ભયમાંથી, તે ફરી ફરી મરવાના ભયમાંથી તેઓ સર્વથા કેમ બચે? આજ એઓનો લક્ષ અને આજ એઓની પરમ નિષ્કારણ દયા હોવાથી, તેઓ જે વાટે એ જન્મમરણનાં દુઃખ ટળી જીવો સર્વથા નિર્ભય થાય, તે વાટનો તાત્ત્વિક, સાત્ત્વિક બોધ આપે છે.

જે પ્રમાણે જીવ વર્ત્તે તો અવશ્ય દુ:ખમાંથી સર્વથા છૂટી અભયપદ, નિર્ભયપદ પામે છે. અભયદાનનો આ ઉત્તમ અને સર્વોત્કૃષ્ટ પ્રકાર છે; તે ભાવ–અભયદાન છે; અને પરમાર્થસત્ય છે. આ અભયદાનથી જીવ અનંતી નિર્જરા ક્ષણવારમાં કરે છે.

બીજો પ્રકાર જે કનિષ્ઠ કહ્યો છે, તે કેવળ આ ભાવ–કરુણાની અપેક્ષાએ, બાકી એ પ્રકાર પણ કાંઈ ઓછા

**કનિષ્ઠ અભયદાન**

મહત્ત્વનો નથી; જીવને મરણમાંથી બચાવી નિર્ભય કરવો એના જેવું બીજું કશું મ્હોટું પુણ્ય કે નિર્જરાનું સાધન નથી. અભય આપનાર અભય પામે છે. આ સર્વાંશે સત્ય વાર્તા છે.

હાથીના ભવે **મેઘકુમારે** કરેલી સસલાની દયા,

**મેઘકુમાર**

સસલાને આપેલ અભયદાન સુપ્રસિદ્ધ છે. હાથીએ પગ જરા ઉપાડયો ત્યાં દાવાનળમાંથી નાશી છુટેલું સસલું એ પગ નીચેની જગ્યાએ આશ્રય લેવા રહ્યું; હાથી પગ મૂકે તો તરત ચગદાઇ જાય એમ છે; પણ હાથી જ્યાં પગ નીચે મૂકવા માટે નીચી નજર કરે છે, ત્યાં તેણે પગ નીચે સસલું સંતાયેલું, ગભરાયેલું, આકુળ થએલું, દાવાનળના ભયથી વિહ્વળ થએલું દીઠું. સંજ્ઞી પંચેંદ્રિય તિર્યંચ છતાં લઘુકર્મી હાથીને સદય વિચાર આવ્યો, કે આ બિચારૂં સસલું મરણથી ડરી, વિહ્વળ થઇ, માંડમાંડ દાવાનળથી નાશી છૂટી અત્રે આશ્રયસ્થાન જાણી આવી ભરાયું છે.

અહો! એને મ્હોટામાં મ્હોટી વેદના મરણુનીજ જણાય છે. આ જો મારાથી હવે જાણે અજાણે પગ નીચે મૂકી દેવાય તો તે બિચારૂં ચગદાઇ મરે, અને જે મરણથી ડરી આકુળ થઈ અત્રે આવ્યું છે, તેજ મરણને શરણ થઇ હાય-શોષ કરતાં પ્રાણ ત્યજે. અહો! દાવાનળ ઉપશમતાં સુધી, અથવા એ આ પગ તળે રહે ત્યાંસુધી મારે તો એને મરણના ભયથી રહિતજ કર્તવ્ય છે; ત્યાં સુધી આ ઉપાડેલો મારો પગ હું નીચે નહિં મૂકું. આ પ્રકારે અભયદાનના વિચાર–આચારથી હાથીના ભવે મેઘકુમાર અનંતી પુણ્યની રાશિ પામી ગયા હતા; અને સિદ્ધ ગતિ પામવા જેટલી નિર્જરા કરી ગયા હતા. અભયદાનનો આ દાખલો હૃદયપટ ઉપર આપણે આલેખી રાખવો યોગ્ય છે.

**શાંતિનાથ**

"શાંતિનાથ ભગવાન પ્રસિદ્ધ, રાજચંદ્ર કરુણાએ સિદ્ધ."— રાજાઓને વિષે ચંદ્ર સમાન એવા ચક્રી તીર્થનાથ શ્રી **શાંતિનાથ** ભગવાને પૂર્વ ભવે પારેવાને અભય આપી તીર્થંકર નામ કર્મ બાંધ્યાની વાર્તા પ્રસિદ્ધ છે. અભયદાનના આવા અનેક દાખલાઓ પ્રસિદ્ધ અને સુપ્રતીત છે.

**અભયથી અભય**

અભયદાનથી જીવ ચોકસ અભય થાય છે. માટે આપણે આપણને મળેલી શક્તિઓ વડે યથાશક્તિ જીવોને અભય આપવું ઘટે છે. તેઓને ત્રાસ આપવો ઘટે નહિં. સર્વ જીવને પોત પોતાના પ્રાણ વ્હાલા છે; સર્વ જીવ, ચાહે તો ઇંદ્ર હોય, ચક્રી હોય, કે માંકડ હોય, તે બધાને

એક સરખો રાગ, એક સરખી વ્હાલપ, પોતાના દેહ ઉપર, પ્રાણ ઉપર છે. તેઓને મોટામાં મોટું દુઃખ, મ્હોટામાં મ્હોટો ભય એ એ પ્રાણથી વિખૂટા પડવારૂપ છે. જો કે આયુષ્ય પૂર્ણ થયે, તેઓને તેઓ ઇચ્છે કે ન ઇચ્છે, રડે કે ન રડે, પણ તે તે દેહ પ્રાણથી વિખૂટાં પડવું પડે છે. અને એજ દુઃખથી દયાર્દ્ર થઈ સર્વજ્ઞ વીતરાગ પરમાત્માએ એ ફરી ફરી મરવાના દુઃખથી, ભયથી બચવારૂપ માર્ગ જીવોને નિષ્કારણ કરુણા વડે બોધી અભયદાનનો લાભ લીધો છે.

આમ આયુષ્ય પૂર્ણ થયે જીવ ઇચ્છે કે ન ઇચ્છે પણ તેને પોતાને વ્હાલા પ્રાણથી વિખૂટું પડવું પડે તો છે.

**દયાર્દ્રતા ન છોડવી**

તેથી કાંઇ એમ ન ધારવું, કે વેલા મોડા મરવાના તો છે, તો શા માટે બચાવવા, અથવા તેઓને દુઃખ આવ્યે સતે, તે દુઃખની આપણને જાણ સતે, અને તે દુઃખ ટાળવા કે ઓછાં કરવાની આપણી શકિત સતે, તેને તે તે દુઃખથી ન છોડાવવાં,

એ વિચારથી (૧) હૃદય સાવ લાગણીશૂન્ય કઠણ થઈ જાય છે; અન્યના દુઃખે દાઝતું નથી; એની કોમળતા વહી જાય છે; તે નિર્ધ્વંસ અને શુષ્ક પરિણામી થાય છે. તેની નિર્જરાનું બારૂં તો અટકી જાય છે. (૨) છતી શકિત ન વાપર્યાનું આવરણ આણે છે; અંતરાય બાંધે છે.

આ બે મ્હોટા ભયો ધ્યાનમાં રાખી આપણે દયાર્દ્રતાથી ઓછાશ પામવી ન ઘટે.

અહો! આપણે હાલ એવા દેશ, કાળ, પ્રસંગ સહવાસમાં

આવી પડ્યા છીએ, કે આપણી લાગણીઓ પ્રતિદિન નઠોર થતી જાય છે. અહો! આપણે બીજા જીવોની દયા નથી ખાતા, તો આપણી દયા કોણ ખાશે? અહો, આ તે આપણું હૃદય કેવું કઠણ, લાગણી રહિત, નિર્દય થઈ ગયું છે, કે આપણી નજરે, આપણી જાણ તળે, અસંખ્ય પંચેંદ્રિય જીવોનો ઘાત થાય છે, છતાં આપણને કંપારી છૂટતી નથી? અરે, આપણી આંખમાં આંસુ કેમ નથી આવતાં? અરે, કદાચ ધારો કે આપણી ધનની શકિત હરાઈ ગઈ છે, આપણી તનની શકિત હરાઈ ગઈ છે, આપણા વચનો અર્થાત્ જીભ ઉપર પણ અંકુશ મેલાયો છે, અર્થાત્ આપણે એવા દેશ, કાળ, પ્રસંગ, સહવાસમાં મૂકાયા છીએ, કે આપણા હાથ પગ જીભ બંધાઈ ગયાં છે, અને ધારો કે પંચેંદ્રિય જીવો પણ આપણી નજર આગળ હણાતાં છતાં આપણે બોલી શકીએ એમ નથી, કેવળ ટગર મગર જોઈ રહીએ એમજ છે; પણ આપણું મન કયાં ગયું છે? એ તો કાંઈ બંધાઇ ગયું નથી ને? જીવની ઘાત થતી દેખી, બીજું આપણે કાંઈ ન કરી શકીએ, પણ આપણું હૃદય તો ફાટી જવું જોઇએ; આપણી આંખમાંથી આંસું વહેવા જોઇએ. પણ આપણાં મન નઠોર થઈ ગયાં છે; એમાંથી ભીનાશ, આર્દ્રતા તો જતી જ રહી છે; એકાંત સ્વાર્થપરાયણ થઈ ગયાં છે; પર દુઃખે દાઝતાં નથી; દ્રવતાં નથી. મુંબઈ જેવા ભરચક શહેરમાં, મ્હોટા રસ્તા પરથી કેવળ જિહ્વારસની તૃપ્તિ અર્થે રહેંસાયલા પંચેંદ્રિય જીવોના માંસથી ભરેલા ઉઘાડા ટોપલા આપણી

લાગણીની નઠોરતા

નજર પાસેથી પસાર નથી થતા? અહો! એ જોઇ આપણા હૃદયમાં કંપારી કેમ નથી છૂટતી? અરેરાટી કેમ નથી આવતી? હૃદય ફાટી કેમ નથી જતું? આંખ્યોમાંથી અશ્રુપ્રવાહ કેમ નથી વહેતા? બિચારાં નિરપરાધી બતકાં આદિ પંખીઓને પગે બાંધી ઉંધે માથે લટકાવી લઈ જતાં જોઈ આપણને કેમ લાગણી થતી નથી? આપણા હાથ-પગ-જીભ બંધાઇ ગયા છે, અને કેવળ શકિતહીન થઈ, નમાલા થઈ, વિપરીત દેશ, કાળ, સહવાસ, પ્રસંગમાં આવી ગયા છીએ, એ કેવળ આપણા પોતાનીજ ભૂલને લઈ. જેમ જેમ આપણા મનની કોમળતા ઘટતી ગઈ, જેમ જેમ આપણા અંતરમાંથી દયાર્દ્રતા ઓછી થતી ગઇ, જેમ જેમ આપણે સ્વાર્થપરાયણ થઈ અન્ય જીવોનાં દુઃખ પર આંખર્વિચામણા કરતા ગયા, જેમ જેમ આપણી છતી શકિત છતાં પ્રમાદે કરી, કેવળ સ્વાર્થ પ્રમાદે, અન્ય જીવોનાં દુઃખ ટાળવા સમર્થ છતાં, તે પ્રતિ ઉપેક્ષા કરી, તેમ તેમ આપણા હાથ-પગ-જીભ આદિ બંધાતા ગયા છે; તેમ તેમ આપણે પરવશ, દ્રવ્યથી અને ભાવથી, વ્યવહારે અને પરમાર્થે, થતા ગયા, પારકી ઝુંસરી તળે આવતા ગયા, અર્થહીન થતા ગયા; અને હજી પણ જેમ જેમ આપણી લાગણીઓ, આપણા મનની કોમળતા, પરજીવ પ્રતિની કરૂણા, પરના દુઃખથી દાઝવા-દ્રવવાની વૃત્તિ હીન થતી જશે, મંદ થતી જશે, ઓછી થતી જશે, તેમ તેમ આપણે ચોક્કસ વિશેષ વિશેષ પણ પરવશ થતા ચાલશું; વિશેષ વિશેષ માઠા સંગ-પ્રસંગ-સહવાસમાં આવી ફસાશું; આપણે

બીજા માટે લાગણી નહિ ધરાવીએ, તો પછી કોણ આપણોયે ભાવ પૂછશે? કોણ આપણોયે ધડો કરશે?

માટે "ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો," અથવા "જાગ્યા ત્યાંથી સવાર" ગણી, હજી આપણે આપણા મનની કોમળતા વધારશું, અંતરમાં અરેરાટીને-કંપારીને માર્ગ આપશું, પારકા જીવને દુઃખી, રીબાતો જોઇ, તેની ઘાત થતી દેખી

**દયાર્દ્રતાની જરૂર**

આપણી આંખોમાં અશ્રુ સહેજે આવશે, અને તેઓના માંસાદિ પદાર્થો દેખી સકંપ ત્રાસ પામી દયાર્દ્ર થઈ રડી પડશું, ત્યારે આપણો દિવસ વળતો સમજવો. એમ આપણો દિવસ વળશે, તો તન-વચન-ધનની શકિતઓ તો સહેજે થોડા વખતમાં સ્ફુરી આવશે. જે કર્તવ્ય છે, એ એજ કે કદાચ બીજી શકિતઓનો ઉપયોગ થઈ શકે એવો દેશ કાળ નથી, તો પણ મન તો કયાંઈ કોઇએ બાંધેલ નથી ને? એ તો પોતા પાસે છે. અને મનશકિત પાસે બીજી શક્તિઓ શું હીસાબમાં છે? માટે મનને દયાર્દ્ર રાખવું, એ જો અભ્યાસે કરી નિષ્ઠુર થતું હોય તો જોઈ જોઈ અટકાવવું, એને સદા ભીનું રાખવું, દયાર્દ્ર રાખવું, એમાં આપણું અને પરનું, આ ભવ અને પરભવનું ચોક્કસ હિત સમાયલું છે. આપણે હજી એવા કનિષ્ઠ હીન દેશ-કાળ-પ્રસંગ-સહવાસમાં નથી આવી પડયા, આપણી કાંઈ એવી નિર્ધનાવસ્થા નથી આવી ગઈ, આપણા હાથ, પગ, મ્હોં કાંઇ એવાં બંધાઈ ગયાં નથી, કે આપણે એ પરજીવોની હિંસા-ઘાત અટકાવી ન શકીએ. એ પણ આપણે કરી શકીએ એમ હજી છીએ. હજી એટલે અંશે આપણી સ્થિતિ અનુકૂળ છે. પણ તે

ધીરજ અને વિવેકથી કરવું ઘટે છે; અને તેમાં પણ મુખ્ય વૃત્તિ એકાંત દયાર્દ્રતાની, લાગણીની, કોમળતાની, અરેરાટીની જરૂર છે. આપણે એટલો લક્ષ રાખવાનો છે, કે આપણું હૃદય સુકું ન થવું જોઇએ, કઠણ, કઠોર ન થવું જોઇએ, નિર્ધ્વંસપરિણામી ન થવું જોઇએ, નિ:શંક, સુકું લાકડા જેવું, નિર્દય, લાગણી વિનાનું ન થવું જોઇએ, પર દુ:ખ, પર ઘાત, કે પર માટી જોઈ તેને કંપારી છૂટવી જોઇએ, અને આંખમાંથી અશ્રુ છૂટવા જોઈએ: આવી સ્થિતિ વધતી જવી જોઇએ, ઘટતી ન જવી જોઇએ. આ લક્ષ રાખો, અને પછી જોઈ લો કે આપણી બધી શક્તિઓ કેવી જોત જોતામાં સ્ફુરી નીકળે છે? એ દયાએ કરી પુણ્યરાશિ વધશે, નિર્જરા થશે, ધન મળશે, પાપી જીવો દબાશે, ડરતા ફરશે, અને નિરપરાધી જીવોને સાહાય્ય મળશે. અનેક લાભ થશે. માટે હજી પણ સમય વિચારી, બીજું કાંઈ સાધન આપણી પાસે ન હોય તોપણ, ક્ષણે ક્ષણે આપણા મનની કોમળતા, લાગણી, દયાળુપણું, આપણે વધારતા રહેવું ઘટે છે, પરદુ:ખ, પરઘાત, પર માટી દેખી ત્રાસ પામી કંપવું ઘટે છે, અને રડી પડવું ઘટે છે, એમ કરવાનો લક્ષ રાખવો ઘટે છે, અભ્યાસ પાડવો ઘટે છે. આથી આપણું આ હીન દેશ, કાળ, પ્રસંગ, સહવાસ છતાં પરમ શ્રેય થશે. આ તો કેવળ આપણા હાથમાં છે. પ્રમાદે કરી એનો લાભ ન લઇએ તો આપણા ભોગ. આપણા ઘરની અને આપણા હિતની આ વાત છે. પરને કાંઈ લેવા દેવા નથી. સ્વપરના હિત ઇચ્છનારાઓએ આ વાત બહુ લક્ષમાં લેવા જેવી છે.

**પ્રયોગાદિ બ્હાને ધતીંગ**

અહો! એવો વિપરીત દેશકાળ વર્તે છે, કે જન સમાજના માની લીધેલાં હિતનાં નામે અનેક પંચેંદ્રિય તિર્યંચોનો ઘાત, તેઓને રીબાવી રીબાવી મારવાના પ્રયોગો, તેઓને આ ગતિમાંજ નરકનાં દુઃખો આપવાનાં પ્રયોગો ચાલુ થઇ રહ્યા છે. પ્રયોગના બ્હાને પશુવધ ( Vivisection, ), રસીના નામે ( Inoculation ) ધતીંગ, નિરપરાધી પશુઓને મારી નાંખવા, તેઓને રીબી રીબીને ટોંચી ટોંચીને તેઓના શરીરમાંથી રસી કાઢવી આદિ પ્રયોગો ચાલુ થયા છે. આ બધાથી ખરેખર આપણને કંપારી છૂટવી જોઇએ. વિશેષ ખેદ તો એ થાય છે, કે ધર્મને બ્હાને પશુવધ થાય છે. યજ્ઞના નામે વધ? દેવીને ભોગ આદિ આપવાનાં નામે પ્રાણીવધ? આ ધર્મ કે અધર્મ? ચામડાંની ખાતર જીવતાં ઢોરોની ચામડી ઉતરે? ચામડાંની ખાતર ખાસ ઢોરોને ઝેર આદિથી મારી નાંખવામાં આવે? આ વગેરે શું વાત કહેવી? જે વિના ચોક્કસ ચલાવી શકાય એવાં પીછાં, કચકડાં, હાથીદાંત આદિથી શોભીતાં કરેલાં ટોપીઓ, બટન બંગડીઓ આદિ અર્થે તે તે પ્રાણીઓનો ખાસ વધ થાય? કૉડલીવર ઑઇલ, પેપ્સીન, બોવ્રીલ, સુપ આદિ, જે બનાવવા અર્થે ખાસ જીવો મારવામાં આવે છે, તેનો ઉપયોગ થાય? અહો! પરમ મહર્ષિઓ પર ઘાતનો સર્વથા નિષેધ કરી ગયા છે. પર માટીમાં, પર ઘાતમાં તેઓએ મહા અનર્થ, મહાદોષ જોયા છે. જાણે અજાણે પણ પરને પીડા ઉપજાવવાનું ફળ સારૂં નજ હોય; તો કેવળ પોતાનાજ

આહાર અર્થે, પોતાનાજ સ્વાર્થ ખાતર, પોતાનીજ જીભના રસની તૃપ્તિ અર્થે, અને જન સમાજના માની લીધેલા રોગનિવારણ આદિ હિતના પ્રયોગના બ્હાને પંચેંદ્રિય ઘાત કરવી, પરજીવની હિંસા કરવી, તેનું ફળ, તેનું પરિણામ તે કેમ સારૂં હોય ? આપણી તથાપ્રકારની શક્તિ હોય તો આપણે એઓને સમજાવી તેવાં પાપકાર્યથી નિવર્ત્તાવવાં ઘટે છે; તેમ નહિં તો જીવની ઘાત થતી અટકાવી યથાશકિત અભય આપવું ઘટે છે; અને તેમ પણ ન બને તો છેવટ જે આપણા હાથમાં છેજ, અને આપણાથી બને તેમ છેજ, તે આપણી આંતરૂ લાગણીને સતેજ રાખવી ઘટે છે, વિશેષ વિશેષ સતેજ કરવી ઘટે છે, તેને લેશ માત્ર મોળી પડવા ન દેતાં પર જીવને ત્રાસ થતો દેખી, પર જીવને રીબાતાં દેખી, જાણે પોતાનેજ ત્રાસ પડે છે, જાણે પોતેજ રીબે છે, એવા પ્રકારની દયાર્દ્ર લાગણી કરવી ઘટે છે, અંતરૂની સાચી લાગણીથી સામા પાપી જીવનું પણ હૃદય ફાટી જાય છે; જે જીવ કોઈ પણ કળે કે બળે કે

**અંતરની લાગણીની અસર**

સમજાવટ કે દાખલા દલીલથી પણ નથી વારી શકાતો, તેના પર અંતરૂની સાચી લાગણી એક સચોટ ચમત્કારી અસર કરે છે. માટે આપણા હાથમાં જે ખરેખરૂં સાધન આંતરૂ દયાનું, દયાના નિર્મળ વહેતા ઝરાનું છે, તેનો આપણે કદી ઉપયોગ ચૂકવો જોઇતો નથી. એ આર્દ્રતા, એ ભીનાશ, એ દયાનો પ્રવાહ નિરંતર વહેતો રાખવો જોઇએ છે, બલકે સુકાય નહિં પણ વધારે જોસ, જથ્થા અને વેગમાં વહે

એમ કરવું જોઇએ છે. પ્રતિકૂળ વર્ત્તતા દેશ, કાળ, પ્રસંગ, સહવાસ બધા, એમ થતાં, સહેજે સાનુકૂળ થશે.

**અભય આપી**
**અભય પામો**

અભયદાનના સંબંધમાં આ દેશ કાળ લઇને આ પ્રસંગ કહ્યો. અભયદાન ઉત્તરોત્તર ક્ષીણ થતું જાય છે, દેશ કાળાદિની પ્રતિકૂળતા વર્તે છે, છતાં એ પ્રતિકૂળતા ટાળવા, અને અભયદાનને વિસ્તારવા જે આપણા પાસે રહેલું આંતરૂ કોમળતારૂપ સાધન, તેને પુષ્ટ કરવું ઘટે છે. અને બનતી શક્તિએ જીવોને દુઃખમાંથી, ભયમાંથી, મરણ ભયમાંથી છોડાવવા ઘટે છે. તેમજ જીવો વિષય–કષાય –અજ્ઞાન જેથી પાપ બાંધી માઠી ગતિમાં ફરી ફરી જન્મ–મરણનાં દુઃખ પામે છે, તેને તે માઠી ગતિમાં જન્મવા મરવારૂપ દુઃખથી કેમ છૂટે,–એ સંબંધી શુદ્ધ સાત્ત્વિક તત્ત્વનો શાંત બોધ આપી ભાવ અભયદાનનું ફળ લેવું ઘટે છે. સાથે જીવે પોતે પોતાને અભય કરવો ઘટે છે. અર્થાત્ પોતે જે કારણોએ ફરી ફરી ફરી જનન–મરણનાં દુઃખો ભોગવી રહ્યો છે, તે કારણો પોતે ટાળવાનો પોતાને નિરંતર ઉપદેશ કર્તવ્ય છે. અભયદાનનો આ અપૂર્વ ઉત્કૃષ્ટ ભેદ છે.

અભયદાનનું આ સ્વરૂપ બહુ વિચારવા જેવું છે; વિચારી ખચીત આચરવા જેવું છે. એ ધારે તો દરેક સંજ્ઞી પંચેંદ્રિય જીવ આપી શકે છે. પોતાને પ્રાપ્ત થયેલી શક્તિ કે શક્તિઓનો, ચાહે તો ધનથી, મનથી, વાણીથી, તનથી, એ આદિથી, એકથી, બેથી કે વધારે ઓછીથી કે બધીથી

અન્યને મરણાંત દુ:ખમાંથી, ભયમાંથી છોડાવવારૂપ લાભ ધારે તો દરેક સંજ્ઞી પંચેંદ્રિય જીવ આપી શકે. આપણે તો મનુષ્યો છીએ, વિવેકવાળા છીએ; તો આપણે તો એ વિવેક શકિતનો લાભ અવશ્ય અભયદાન આપવારૂપે લેવો ઘટે છે, અને એમ કરી આપણાજ પરમ હિતરૂપ ફળનું બીજ વાવવું ઘટે છે. અભયદાનથી પરમ નિર્જરા અને અનંત પુણ્યની રાશિ વધે છે. દાનનો સર્વોત્કૃષ્ટ ભેદ જીવોને અભય આપવું એ છે. આ દાન ધારે તો દરેક જીવ પોતાની શકિત અનુસાર કરી શકે છે. કોઈ કરી શકે છે, કરાવી શકે છે, કરતાને દેખી અનુમોદી શકે છે; કોઈ કદાચ કરી ન શકે તોપણ કરાવી અને અનુમોદી શકે છે; કોઇ કરી કે કરાવી ન શકે, પણ અનુમોદી તો શકેજ. આમ બધાં પ્રકારનાં સુકૃત્યોમાં સમજવાનું છે.



## ૨. સુપાત્રદાન

દાનનો બીજો પ્રકાર સુપાત્રદાન છે. મરણ ભયમાંથી જીવને બચાવવા, તેમજ તેના ફરી ફરી જન્મના ફેરા ટાળવારૂપ બોધ આપવારૂપ અભયદાનના પ્રકાર કહેવાયા. હવે સુપાત્રદાનનો વિચાર કરીએ.

સુપાત્રદાન પણ દરેક જીવ પોતાની શકિત અનુસાર કરી શકે છે. સુપાત્ર એટલે સારૂં પાત્ર, કે જેને દાન

આપ્યાથી, દાન હક્ક થઇ શકે છે, ઉગી નીકળે છે. જેમ સારા ક્ષેત્રમાં વાવેલું એક બીજ ઉગી નીકળી અસંખ્ય ફળ આપી, અનંતા બીજ પેદા કરી, તે તે બીજોમાં પાછી અનંતા બીજ પેદા કરવાની, એમ પરંપરાએ અનંતાનંત ફળની યોગ્યતા આપે છે,–તેમ સુપાત્રને આપેલું દાન અનંત કલ્યાણનું કારણ થાય છે. એક સુપાત્ર મહર્ષિને ખાન–પાનનું ભકિતપૂર્વક દાન દીધું હોય, તો તે સુપાત્રના દેહનો યથેચ્છ નિર્વાહ થાય છે; અને તે સુપાત્ર પછી જીવોને કલ્યાણમય ઉપદેશ આપી બીજા અનેક સુપાત્રો બનાવે છે; જે પાછા પ્રત્યેક અનેક અનેક કરી, ઘણા જીવોને સુપાત્ર થવાનાં કારણિક થાય છે. આમ એક સુપાત્રને દાન આપવાથી પરંપરાએ અનેક સુપાત્રો નીપજે છે,–જે જીવોનાં અમોઘ કલ્યાણનાં કારણરૂપજ છે.

ડાહ્યા પુરૂષો પાત્રના ત્રણ ભેદ કહી ગયા છે:–

**પાત્ર ભેદ** (૧) અપાત્ર (૨) કુપાત્ર (૩) સુપાત્ર. (૧) અપાત્ર તે એ કે જેને આપ્યું કાંઈ લેખેજ ન લાગે. વાંઝણી સ્ત્રી અથવા ઓખર ભૂમિની પેઠે, જેમાં વાવેલું બીજ બળી જઈ નાશ પામે; પરિણામ ન પામે.

(૨) કુપાત્ર અર્થાત્ જેને આપ્યું પરિણામ ન આપે, પણ માઠું વિપરીત પરિણામ આપે. જેમકે શરદ્ ઋતુના વર્ષાદનું મીઠું પાણી કે મીઠું દૂધ સર્પના મુખમાં પડે તો વિષરૂપેજ પરિણમે. અથવા કોઈ શિષ્યને ગુરુએ આપેલું શાસ્ત્રજ્ઞાન શસ્ત્રરૂપે પરિણમે, અર્થાત્ તે શિષ્ય શાસ્ત્રનો શસ્ત્ર પેરે ઉપયોગ કરે. અથવા વિષમાં ભળેલ અમૃત પણ

વિષ થાય, કે હિંગમાં ભળેલ કર્પૂર પણ હિંગનો વાસ પામે—એ વગેરે કુપાત્ર.

(૩) સુપાત્ર અર્થાત્ જેને આપ્યું લેખે તો લાગે, પરિણામ આપે, પણ અનંતાનુબંધ શુભ પરિણામ આપે.

આમ પાત્રભેદે દાન આપતાં પણ વિચાર કરવાનો છે. અપાત્ર, કુપાત્ર, સુપાત્રનો વિવેક કરી દાન આપવું જોઇએ છે. પ્રથમ જે આપણે કહી ગયા છીએ, કે આપણને મળેલ શકિતનો લાભ, જેને તે લાભનો ખપ હોય એવા યોગ્ય જીવને, આપવો તેનું નામ દાન.

**યોગ્યાયોગ્ય વિચાર**

અર્થાત્ આપણે જેને લાભ આપવો છે, તે જીવની યોગ્યતા-પાત્રતા વિચારવી જોઇએ છે; અભયદાનને યોગ્ય તો બધા જીવો છે; અર્થાત્ ગમે તેવા જીવને પણ મરણાંત કષ્ટમાંથી સદય અંતઃકરણે, સાનુકંપ બુદ્ધિએ, ઉગારવો, તેનાં જન્મ–મરણ ટળવારૂપ શાંત બોધ આપવો.—એ વગેરે અભયદાનને યોગ્ય તો સર્વે જીવ છે. બધા જીવ મૃત્યુથી ત્રાસે છે; બધા જીવ મૃત્યુ આવ્યે, મરણાંત કષ્ટ આવ્યે વિહ્વળ થઇ, દીનમુખ થઇ, લાચાર થઇ, ચોતરફ આશ્રય માટે દૃષ્ટિ ફેંકે છે. સહૃદય સકરુણ જીવો તો તે વખતે યથાશકિત તેવા મરણાંત કષ્ટ પામેલા જીવોને ઉગારવાનો વિચાર, પ્રયાસ કરે; તે વખતે એમ ન વિચારે કે આ તો અયોગ્ય છે, કે અપાત્ર છે, અથવા આ તો સિંહ કે વ્યાઘ્ર છે, કે જે જો પાછો જીવશે તો ઘણાને અથવા મનેજ મારી નાંખશે, અને કર્મ બાંધશે; અથવા આ સર્પ

છે, કે જે જો પાછો જીવશે, તો વળી બીજાનેજ અથવા મને કરડશે અને કર્મ બાંધશે. ખરો દયાળુ અભયદાન-દાતા તે વેળે આવો વિચાર નજ કરે; તે તો કેવળ તે જીવને દુઃખમાંથી છોડાવવા માટેનોજ વિચાર કરે; તે જીવને દુઃખમાંથી છોડાવવા ભણીજ તેનાં લક્ષ અને પ્રવૃત્તિ હોય. એટલે અભયદાનમાં યોગ્યાયોગ્યનો વિચારજ ન હોય. આ બાબત દાનના ત્રીજા પ્રકાર અનુકંપા દાનના સ્વરૂપથી વધારે સ્ફુટ થશે.

પણ આ સુપાત્ર દાનના પ્રકારે યોગ્યાયોગ્યનો અવશ્ય વિચાર કર્તવ્ય છે. એમ તો કહેવાનું નથીજ, કે કોઇ સત્પાત્ર મહાત્મા આપણે ઘેર પધારે, તેઓને અન્નપાનાદિથી સત્કારવા, અને અન્ય પામર ક્ષુધાતુર ભીખારી બારણે દીન વદને યાચના કરતો આવે તેને અન્નપાન યથાશક્તિ ન આપવાં. આપવાં તો યથાશક્તિ બંનેને, પણ એકને અપૂર્વ ભક્તિ ભાવથી, પરમ આહ્લાદથી, અને બીજાને અનુકંપા બુદ્ધિથી.

જોવાનું એજ છે, કે આપેલું વ્યર્થ તો નથી જતું? અથવા તેનો ગેરઉપયોગ તો નથી થતો? સદુપયોગ તો થાય છે? જો વ્યર્થ જતું દેખાય, કે

વિવેક ત્યાં ધર્મ ગેરઉપયોગ થતો દેખાય, તો તેવા અપાત્ર કે કુપાત્રને જાણી જોઇ વધારે વખત ઉત્તેજન ન આપવું. સદુપયોગ થતો જોઇ, રાજી થવું, ઉત્તેજન વધારવું. જાણી જોઈ અથવા અજાણે ચલાવી લેવા દેવું, એ દેખીતોજ અધર્મ છે; અધર્મને પુષ્ટિ છે;

અવિવેક છે; અને ભગવાન્ કહે છે, કે વિવેક છે ત્યાંજ ધર્મ છે; વિવેક, સારાસાર, યોગ્યાયોગ્ય વિચાર નથી ત્યાં ધર્મ નથી. અર્થાત્ ધર્મ પમાડનાર વિવેક છે. ભલે દાન એ ધર્મનો પ્રકાર છે, પણ તે દાન ધર્મનું ફળ વિવેક વિના મળી શકતું નથી. તેમજ, આપણે વિવેક વિના યોગ્ય, અયોગ્ય, પાત્ર, અપાત્રની તપાસ કર્યા વિના, કુપાત્ર સુપાત્રનો ભેદ જોયા જાણ્યા વિના, સુપાત્રને કુપાત્રની બુદ્ધિએ, અથવા કુપાત્રને સુપાત્રની બુદ્ધિએ દાન આપીએ, તો તેથી આપણને દાનનું ફળ મળ્યું, એમ લેશ માત્ર સમજવાનું નથી. કેમકે વિવેક વિનાનું દાન એ દાન નથી; વિવેક વિના ધર્મ નથી; વિવેક છે, ત્યાંજ ધર્મ છે. માટે આપણે દાન સંબંધમાં સુપાત્ર કુપાત્રનો વિચાર અવશ્ય કર્તવ્ય છે.

સુપાત્ર કોણ?

જેઓ પરમ નિસ્પૃહી છે, નિર્લોભી છે, જેઓ શળી માત્ર પણ અણદીધેલું લેતા નથી, જેઓની પૌદ્ગલિક પરવસ્તુ પ્રતિ લેશ માત્ર મૂર્છા—મમતા નથી, જેઓની રાગ—દ્વેષની ગાંઠ છેદાઈ ગઈ છે, એવા જે નિર્ગ્રંથ મહા મુનિવર છે, જેઓ કેવળ આત્મસ્વભાવ ઉજ્જવલ કરવામાં અહોનિશ પ્રવર્ત્તી રહ્યા છે, જેઓ જિતેંદ્રિય હોઈ આત્મા પરાત્માના હિતમાં અહોનિશ ઉદ્યમવંત છે, જેઓ મહા સંયતિ હોઈ, સંયમના નિર્વાહ અર્થે દેહને પોષે છે, અને જેઓ ચાલે ત્યાંલગણ તપશ્ચર્યા વડે દેહને દમી રહ્યા છતાં ઉત્તમ જ્ઞાન વિકસાવવામાં, તેનો અન્ય

જીવોને બોધ આપવામાંજ નિમગ્ન છે, અને જેઓ ખપ જેટલાં શુદ્ધ આહાર–પાન–વસ્ત્ર–ઔષધાદિ ગ્રહણ કરે છે, જેઓ સમભાવી હોઇ, સર્વ જીવનું કલ્યાણ થાઓ એવી ભાવદયા વડે જેઓનું હૃદય સુવાસિત છે,–એવા પવિત્ર સત્પુરુષ તે સુપાત્ર જાણવા.

**સુપાત્ર દુર્લભ**

આવા પવિત્ર સત્પાત્રની આપણે શોધી શોધી અન્ન–પાન–વસ્ત્ર–પાત્ર–ઔષધ–આવાસ આદિ વડે સંભાળ લેવી જોઇએ; તેઓની ભક્તિ–શુશ્રૂષા કરવી જોઇએ. એવા સુપાત્ર જીવો, જેઓ કેવળ પોતાના અને પારકા જીવોના હિતમાંજ પ્રવર્ત્તી રહ્યા છે, અને જેઓ પોતાના દેહની પણ અપેક્ષા નથી રાખતા, તેવા મહા પુરુષોને દાન દઇ, તેઓની ભક્તિ કરી, તેઓનો યોગ મેળવી, મારી શક્તિઓનો લાભ તેઓને આપી, અહો! હું ક્યારે કૃતાર્થ થઇશ એવી સદ્ભાવના આપણે સદા ભાવવી ઘટે છે. જો કે આપણા હીન ભાગ્યે આ કાળે આ દેશમાં એવા એવા પરમ સુપાત્ર મહંતોનો જોગ અત્યંત અત્યંત દુર્લભ થઇ પડ્યો છે; તોપણ એવા મહંત સુપાત્રોનું હૃદય વિષે અહોનિશ ચિંતવન કરવાથી પણ ક્વચિત્ તેવો યોગ મળી આવે છે; **यादृशी भावना तादृशी सिद्धिर्भवेत्**। ભાવના અનુસાર સિદ્ધિ થાય છે; અને કદાચ તેવો યોગ નથી મળતો, તો પણ મનોવૃત્તિ ઉચ્ચ રહે છે; જે અત્યંત લાભનું કારણ છે.

આવા પરમ સુપાત્ર જીવોનો, મહંતોનો યોગ આ

કાળે આ દેશે પરમ દુર્લ્લભ થઇ પડયો છે, તેમાં આપણે પોતે કેટલા કારણરૂપ છીએ, અને એ કારણો કેટલા અંશે, ધારીએ તો, દૂર કરી શકીએ એમ છીએ, એ વિચારીએ.

ગૃહસ્થ ધર્મને વિષે ઘણા ગુણો વર્તે છે, તથાપિ એક સુપાત્રદાનને લઇને જ્ઞાનીઓએ એને બહુ વખાણ્યો છે; યાવત્ સાધુધર્મના પરમ આધારરૂપ કહ્યો છે. તાત્પર્ય કે ગૃહસ્થ ધર્મનો વિચ્છેદ થાય તો સાધુધર્મનો પણ વિચ્છેદ થાય. ચાહે તો ગૃહસ્થી હોય અને ચાહે તો સાધુ હોય, પણ દેહ નિર્વાહની તો બંનેને આવશ્યકતા છે. જો કે સંયમી સાધુનો દેહ કેવળ સંયમના–ચારિત્રના નિર્વાહ અર્થે છે; તેઓ આ દેહ વડે સ્વસ્વભાવરૂપ સ્થિતિ પામવાનો પ્રયાસ, અભ્યાસ કરે છે, પામે છે; તે દેહ પણ આહાર વિના ટકી શકે નહિં, અને તે આહાર તો ગૃહસ્થોને ત્યાં રહ્યો. પોતે તો પંચ મહાવ્રત–ધારી છે; આરંભથી સર્વથા ત્યાગી છે. પોતાને અંગે, પોતાને ઉદ્દેશીને પણ કાંઇ પણ આરંભ કરતા નથી, કરાવતા નથી, કે કરતાને અનુમોદતા નથી. યાવત્ પોતાના અર્થે બીજાએ કરેલું પણ પોતે સદોષ ગણી લેતા નથી. આવો જેનો સૂક્ષ્મ ધર્મ છે, તે પોતાના માટે આહાર, કે જે આરંભ વિના નથી થઈ શકતો, તે કેમ નીપજાવી શકે? એટલે એ આહાર માટે એઓને ગૃહસ્થીઓ તરફ આધાર રહ્યો. ત્યાંથી તેઓ નિસ્પૃહપણે ખપ જેટલો આહાર આણે;

**સાધુ ધર્મનો આધાર ગૃહસ્થ**

અને તે પણ પોતાને ઉદ્દેશીને ન કરેલો એવો શુદ્ધ હોય તો જ; વળી ક્યાંઇથી મળે, ક્યાંઇથી ન મળે, પણ સમદર્શી થાય; સામાને, દેનારને, પીડા ન ઉપજે, મન ન દુભાય એમ **મધુકરીવૃત્તિ** કરે. આમ જોતાં ગૃહસ્થધર્મ સાધુ ધર્મનો પરમ નિર્વાહક છે. અને એવો શુદ્ધ ગૃહસ્થ ધર્મ વર્ત્તતો હોય, તો સાધુધર્મ પણ સહેજે શુદ્ધ વર્ત્તે; કેમકે તેમના દેહના નિર્વાહ યોગ્ય શુદ્ધ આહારપાન પ્રાપ્ત થતાં હોય તો પછી બીજું બધું તો તેઓને સાવ સુલભ છે.

**વ્યવહારશુદ્ધિનો અભાવ**

પણ ગૃહસ્થધર્મે હાલ વ્યવહારશુદ્ધિનો સાવ અભાવ દેખાય છે; સત્પાત્ર ભક્તિનો વિશેષ અભાવ દેખાય છે; સત્પાત્ર ભક્તિની ઇચ્છા હોય છે, તો વિવેકની ખામી છે; વિવેકની ખામીને લઇ સુપાત્ર–કુપાત્રનું ભાન રહેતું નથી; આમ એક અથવા અનેક રીતે ગૃહસ્થધર્મ કે જે સાધુધર્મનો આધાર છે, તેમાં ખામી આવવાથી પરમ શાંત, દાંત, નિસ્પૃહી, સુપાત્ર નિર્ગ્રંથ મુનિવરોનો યતિધર્મ દુર્લભ થઈ પડયો છે, અતિ અતિ દુર્લભ થઈ પડયો છે. અને એમ જોતાં આ દેશે, આ કાળે પરમ સુપાત્ર મુનિવરોનો યોગ દુર્લભ હોય તો તે સ્વાભાવિકજ છે. અને હજી જેમ જેમ વિશેષ વિશેષ વ્યવહારશુદ્ધિમાં હાનિ થતી જશે, લોકોનાં ચિત્ત ભક્તિશૂન્ય થતાં જશે, વિવેકરહિત થતાં જશે, સ્વાર્થ અને માનપરાયણ થતાં જશે, અને આત્માના હિતની ઇચ્છાએ, પોતાના અને પરઆત્માના કલ્યાણની ઇચ્છાએ ઘરબાર છોડી ત્યાગી

થનારને સમયોચિત પણ શુદ્ધ આહારમાં જાણે અજાણે અંતરાય આવતો જશે, તેમ તેમ સાધુધર્મ વિશેષ વિશેષ દુર્લભ થશે; હાલ કોઈ પણ સરળ ચિત્તવાળા સ્વદોષ જોવાવાળા સાધુઓનાં દર્શન થાય છે, તે દર્શન પણ દુર્લભ થઇ પડશે. માટે હજી પણ પરમ પવિત્ર કલ્યાણકારી વીતરાગ ધર્મના ઉપાસકોએ, ઉદ્યોત ઇચ્છનારાઓએ, એની ઉપાસના કરવી હોય, એનો ઉદ્યોત કરવો હોય, તો આ વિચારવું ઘટે છે, કે ત્યાગી વિના ધર્મ નથી; ગૃહસ્થી ઉપર ત્યાગીનો આધાર છે; એટલે ગૃહસ્થધર્મ અને ત્યાગધર્મ કે યતિધર્મ–ધર્મના આ બે મુખ્ય માર્ગ છે. ગૃહસ્થ ધર્મે રહી ગૃહસ્થીઓ સુપાત્ર અતિથિઓ, મુનિવરોનો યથાશકિત ભકિત–બહુમાનપૂર્વક શુદ્ધ આહાર–પાન આદિ દેહ નિર્વાહક વસ્તુઓ વડે, વિવેકપૂર્વક, નિર્માનીપણે સત્કાર કરશે, તો ઘણા સુલભબોધિ, સરળ પાત્ર જીવો સ્વાત્મા–પરાત્માના કલ્યાણના હેતુએ સર્વસંગપરિત્યાગ કરી પરમ પવિત્ર નિર્ગ્રંથ માર્ગ ગ્રહણ કરશે; અને સાધુધર્મ જોતજોતામાં પ્રગટી નીકળશે. આ વાત સહૃદય જીવોએ બહુ બહુ વિચારવા જેવી છે.

**ઋષભદેવજી**

આ અવસર્પિણી કાળમાં પ્રથમ વ્યવહાર શ્રી **ઋષભદેવ** ભગવાને પ્રવર્ત્તાવ્યો. ભદ્રિક પરિણામી જીવો, જેઓને વ્યવહારની કશી ગમ નહોતી, અને કાળદોષને લઈ જેઓની ભદ્રિકતામાં ઉણપ આવવા માંડી, અને એથી જેઓ સ્વાર્થપરાયણ થતા જઇ અન્યોન્ય લડવા–અથડાવા માંડયા

તેઓના હિત અર્થે, તેઓ એક બીજામાં અથડાઈ, બાઝી, લડી ન મરે, તે માટે વ્યવહાર નીતિ પ્રવર્ત્તાવી; અને પોતે તો પછી પોતાના જ્યેષ્ઠ પુત્ર ભરત ચક્રવર્તીને રાજ્યભાર સોંપી, દીક્ષા લઇ ચાલી નીકળ્યા; નિરાહારીપણે રહી અનેક પ્રકારની તપશ્ચર્યા કરી પોતાનાં કર્મોને બાળી ભસ્મીભૂત કરતા હતા. આવા પરમ સુપાત્ર, પરમ સદ્ગુરુને પણ દેહ-નિર્વાહ અર્થે આહારની જરૂર હતી. ભદ્રિક પરિણામી જીવોના મનમાં પ્રભુનો ઉપકાર વસ્યો હતો; અને તેથી જ્યાં જ્યાં પ્રભુ વિચરે, ત્યાં ત્યાં સુવર્ણ-રત્નથાળ આદિ ધરી તેમનો યથાશકિત ભકિત વડે સત્કાર કરતા હતા; પણ પ્રભુને શુદ્ધ આહાર વ્હોરાવીએ એવી ગમ થોડાનેજ હતી; કવચિત્ કોઇ આહાર ધરતું તો તે અશુદ્ધ હતો. આમ સમભાવ વડે આહારનો અંતરાય વેદતા પ્રભુએ એક વરસ વિચર્યા કર્યું, પ્રભુ તો તે જ ભવે તીર્થંકર હોવાથી નિકાચિત આયુષ્યના ધણી હતા, એટલે આહાર મળત, કે ન મળત, પણ દેહ ટકત, અને ન ટકત તોપણ તદ્ભવે સિદ્ધ તો થાત જ; પણ તેના બદલે કોઈ બીજા સત્પુરુષ હોત, અને આત્મસાધન કરતા વિચરતા હોત, અને તેઓને આહારનો આવો ગાઢ અંતરાય આવ્યો હોત, તો જો કે તેઓ એ અંતરાય સમભાવથી વેદત, તોપણ અશુદ્ધ આહાર તો એઓ લેત જ નહિં અને તેઓનો દેહ આહાર વિના ટકવો મુશ્કેલ થઈ પડત, અને કદાચ આમ થતાં સર્વ કર્મ ક્ષીણ થવા પૂર્વે તેઓ કાળધર્મ પામી જાત. શ્રી **ઋષભદેવ** ભગવાન જેવા પરમ સુપાત્ર અતિથિને શ્રી **શ્રેયાંસકુમાર** જેવા

પરમ વંદનીય સદ્ગૃહસ્થનો યોગ થયો.

**શ્રેયાંસ કુમાર** પરમ સદ્ગૃહસ્થ શ્રી શ્રેયાંસકુમારે પરમ ભક્તિભાવે, બહુમાને, વિવેક, વિનય વડે, નિર્માનીપણે પ્રભુ જેવા પરમ પવિત્ર સુપાત્રને શુદ્ધ આહારથી પ્રતિલાભ્યા. પ્રભુ જેવા પરમ નિર્ગ્રંથના દેહના નિર્વાહક શુદ્ધ સાધનો, પોતાના ગૃહસ્થધર્મે રહી, શુદ્ધ વ્યવહાર આચરી, પૂરાં પાડી, પરમ નિર્ગ્રંથ ધર્મના આરાધક, પોષક થયા. આવો પવિત્ર ગૃહસ્થધર્મ કેમ ન વખણાય? ભગવાન્ પણ એ ગૃહસ્થ ધર્મને પ્રશંસે છે. **શ્રી પદ્મનંદીપંચવિંશતિ**માં મંગળસૂત્રમાંજ કર્ત્તા શ્રીમાન્ **કુંદકુંદાચાર્ય** તો શ્રી શ્રેયાંસકુમાર ગૃહસ્થને સ્તવી કહે છે, કે હે! શ્રેયાંસકુમાર! આપના જેવા સદ્ગૃહસ્થ દાતાનો યોગ પરમ સુપાત્ર પ્રભુને ન થયો હોત, તો એ નિર્ગ્રંથ માર્ગનો નિર્વાહ કેમ થાત? માટે આપ જ ખરેખર ધન્ય છો! માટે એ ગૃહસ્થધર્મ સાધુધર્મને મ્હોટો આધારરૂપ છે.

ગૃહસ્થ ધર્મનું સ્વરૂપ, તેની ફરજ, તેની જોખમદારી સમજી હજી પણ ગૃહસ્થો, વિવેકી થાય, નિર્માની થાય, ભક્તિ–બહુમાન યુક્ત થાય, તો સાધુધર્મનો સહજ પ્રચાર થાય.

દાનધર્મને અંગે સુપાત્રદાનને ઉદ્દેશી આ બધો વિચાર થયો. આ દેશમાં, આ કાળે સુપાત્ર સત્પુરુષોનો યોગ દુર્લભ થઈ પડયો છે, એ વાત થઈ. એમાં ગૃહસ્થ ધર્મની શિથિલતા પણ મ્હોટા કારણરૂપ છે, એ આપણે જાણ્યું, અને હજી પણ ગૃહસ્થો સમજી શુદ્ધ વ્યવહાર આદરે, ભક્તિ–બહુમાન–વિવેકપૂર્વક, નિર્માનીપણે ગૃહસ્થધર્મ

પ્રવર્ત્તાવે, તો સાધુધર્મ સુલભ થઈ ઘણા સુપાત્ર મહંતો નિકળી આવે,– એ આપણે જાણ્યું. શુદ્ધ વ્યવહારનું વિસ્તારથી વિવેચન અન્ય સ્થળે છે.

**તત્ત્વજ્ઞાનની જરૂર**

તત્ત્વજ્ઞાનની ન્યૂનતાને લઇને બધી ન્યૂનતા છે. ચાહે તો ગૃહસ્થી હોય, ચાહે તો સાધુ હોય, પણ તેને તત્ત્વની ગમ હોય, આત્માના અસ્તિત્વની ખબર હોય, પૌદ્ગલિક અસારતા તે જાણતો હોય, તો તેનો વ્યવહાર સહેજે શુદ્ધ થાય, તેનો વ્યવહાર સહેજે અન્યોન્ય-અર્થાત્ સાધુધર્મ, ગૃહસ્થધર્મ,–ધર્મને ઉપકારી થાય. પણ તત્ત્વજ્ઞાનની હીનતાને લઈ જીવો પોતપોતાનો વ્યવહાર શુદ્ધ આચરી શકતા નથી. એ તત્ત્વજ્ઞાનના, સમ્યગ્દર્શનના, ઉપદેશ, પ્રચારની બહુ જરૂર છે. વીતરાગ શાસનના આરાધક તત્ત્વજ્ઞ મુનિવરોએ તથા ગૃહસ્થોએ આ વાત બહુ લક્ષમાં લેવા જેવી છે.

**વિવેકવિકલતા**

જીવોની એટલી બધી વિવેકવિકળતા થઈ ગઇ છે, કે પ્રથમ તો દાનધર્મમાં એઓની બુદ્ધિ જ ઓછી વર્ત્તે છે, અર્થાત્ દાન દેવામાં લોભવૃત્તિ આગળ પડે છે; મન સંકોચ પામી ગયાં છે; હાથ ઢીલા થઇ ગયા છે; અને કોઈ કોઈ પુણ્યશાળી દાન આપવાની ઈચ્છા ધરાવે છે, ભક્તિવાન હોય છે, તો તેને પાત્ર–અપાત્રની ઓછી ગમ છે; તો કોઇને જો કદાચ સુપાત્રનો યોગ મળી ગયો હોય તો તેનું દાન વાસી હોય છે, એટલે કે કાંઈક વાસનાવાળું હોય છે; કાં તો કાંઈ

ફળપ્રાપ્તિની વાસના-ઇચ્છાએ એ દાન અપાયું હોય છે, કાં તો માનને આગળ કરી એ દાન અપાયું હોય છે, અને કાં તો યથાયોગ્ય ભકિત-બહુમાન વિના તે અપાયું હોય છે. **ચિત્ત-વિત્ત અને પાત્રનો** યોગ તો અત્યંત અત્યંત દુર્લભ છે. એટલે કે દેનાર ગૃહસ્થ વિવેકી, નિર્માની, ભકિતભાવવાળો, નિષ્કામ વૃત્તિવાળો; દેવાની વસ્તુ પણ શુદ્ધ, અને દેવા યોગ્ય પાત્ર પણ પરમ સુપાત્ર સત્પુરુષ. આ ત્રણેનો યોગ તો કયાંઇએ દેખાતો નથી. અને તેનાં કારણો આગળ કહેવાઇ ગયાં છે.

**સાર**

ત્યારે આ ઉપરથી સાર શું નીકળે છે? એક તો (૧) દાનવૃત્તિ ઓછી થઈ ગઇ છે. બીજું (૨) કદાચ દાન દેવાની બુદ્ધિ હોય છે, ભકિત હોય છે, તો વિવેક નથી; યોગ્ય અયોગ્યનું ભાન નથી. કુપાત્રો ભકિત વડે પોષાય છે; સુપાત્રો રહી જાય છે; પણ સુપાત્ર પેદા કરવાની વાટ બંધ થાય છે; કુપાત્રોના રસ્તા ખુલ્લા થાય છે. ત્રીજું (૩) કદાચ દાન દેવાની બુદ્ધિ હોય, અને સુપાત્રનો ભાગ્યયોગે યોગ પણ હોય તો, વાસના કે માન હોય છે.

**દાનવૃત્તિ કેમ વધે?**

જીવો ધારે તો આ ત્રણેથી વળી શકે એમ છે. દાનવૃત્તિ ઓછી થઈ ગઈ છે, તો ત્યાં જીવે વિચારવું ઘટે છે, કે દેશું તો પામશું. આમ વિચારી તેણે દુઃખી, દીન, રોગી, ભુખ્યા, આદિ પ્રતિ અનુકંપા આણી યથાશકિત મદદ કરવી ઘટે છે, અને સુપાત્રને તો અવશ્ય પોષવા ઘટે છે,

પોષવાની ભાવના રાખવી ઘટે છે. કેટલાક જીવોને આ ભવમાં નિર્વાહ અર્થે દીન પેઠે ઘેર ઘેર ભટકી યાચના કરવી પડે છે, અને યાચના કરતાં છતાં પૂરૂં પામતા નથી, તે કેવળ પૂર્વ ભવે દીન, રોગી, ક્ષુધાતુર આદિની પોતાની શકિત છતાં સંભાળ નહિં લેવાનાં ફળ છે. આમ જો જીવ વિચારે તો તેને સહજ સમજાય એમ છે. સમજ આવતાં તેનામાં અનુકંપા જાગશે, અને ખપી જીવને પોતાની શકિતનો લાભ અવશ્ય આપશે. દાનવૃત્તિ આ રીતે સહેજે વધારી શકાય એમ છે.

બીજું એમ કહ્યું જે દાનવૃત્તિ છે, તો પ્રાયઃ ત્યાં વિવેકની ખામી છે; યોગ્યાયોગ્યના વિચારની ખામી છે.

**વિવેકની ખામી**

યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વગર દાન આપવાથી હરામી જીવોનો ઉપદ્રવ વધે છે. હિંદમાં ભીખારીઓની અને દેશ દેશ ભટકનારા વૈરાગી–અતીતની વસતિ વધારે છે, એનું કારણ વિવેક વિનાનું દાન છે. તેઓ જોઇએ તો શરીરે સારી રીતે તંદુરસ્ત હોય છે; પણ કોણ જાણે એઓનાં કેવાંયે હરામહાડ થઈ જાય છે, કે કામધંધો એઓને સૂઝે જ નહિં. ખાવા પહેરવા માટે માગી લાવે; અને મફતનું ખાવું અને મસીદે સુવું, એમ હરામહાડના થઈ જઇ છતી શકિત પર આવરણ આણે, આવાઓને પોષવા, એ જોકે દાન છે, પણ પરિણામે તે બિચારાને નુકશાનકારક છે. અધૂરામાં પૂરૂં તે પાછા પરણે, અને તેની પ્રજા થાય, જે બધા ભીખારી થાય છે. આમ થવાનું કારણ, કે તેઓ

નિશ્ચિંત છે. તેઓ ધારે છે, કે માગવા જતાં આપણને મળી રહેશે. અરે, તેઓ તો માગીને કવચિત્ એટલું ભેળું પણ કરે છે, કે વધારેનો ક્રયવિક્રય કરી શકે છે. આવા પામરો માગવા આવે, ત્યારે અનુકંપા આણી ન આપવું એમ કહેવાનું નથી, પણ તેઓ શરીરે ધીંગાધડબા છે, તો કાંઈ કામ કરી શકશે, એમ ધારી તેઓને તેવા કામે વળગાડી દેવા જોઇએ છે, અને એ કામ કરી પોતાની આજીવિકા પેદા કરે એમ થવું જોઇએ છે. જો કે પ્રથમ તો એ બિચારાને વસમું લાગશે, કડવું લાગશે, અને કદાચ આમ કામે લગાડનારને ગાળ પણ દેશે, વગોવશે; પણ વિવેકપૂર્વક જ્ઞાન દેનારે તે નહિં ગણકારતાં અનુબંધે દયાનો લાભ લેવો ઘટે છે. એ-નો-એ ભિક્ષુક ઠરી ઠેકાણે આવી એ-ના-એ દાતારનો ઉપકાર માનશે. એવા શરીરે સબળાને દાન આપવાથી બિચારા ખરેખરા અશક્ત, અપંગ તેઓના સહાયમાં અંતરાય આવે છે. વળી તીર્થસ્થાને જોઈશું તો દાનનો ગાડરીયો પ્રવાહ વહેતો દેખાશે. તીર્થસ્થાનના દ્વાર આગળ ઘરડાં, અપંગ, અશક્ત, ભુખ્યા આદિ અનેક રંક ભીખારીઓની લાઈન બેસી ગઇ દેખાશે. ભાવિક યાત્રાળુઓ તીર્થસ્થાન ગણી દાન કરવા સહેજે આતુર હોય છે, અને એ આતુરતા બહુ કલ્યાણકારી પણ છે; પણ એ દાન કેવું કેમ આપવું એ વિચારવા માટે મગજને તસ્દી કોઈક જ આપતું હશે. ધાણી-દાળીઆનો પ્રવાહ ચાલ્યો તો બધા ધાણી-દાળીઆ જ આપશે; કેળાંનો પ્રવાહ ચાલ્યો, તો બધાં કેળાં આપશે. પણ એમાં કોઇ સશકત હોય, કોઈ અશકત

હોય, કોઇને બિચારાને માંદગી અંગે કે શરીરકૃશતાને અંગે કપડાંની જરૂર હોય, અને કોઈને કાંઈ સારો ખાવા લાયક ખોરાક જરૂરનો હોય,-આમ જેને જેની જરૂર હોય, તે તેને ન મળે તો દાનનો હેતુ કેવા પ્રકારે જળવાય? જીવને દાનનું ફળ પણ પોતે એમાં વિચાર કરવા તસ્દી ન લે તો કેમ મળે? દાન અફળ તો નજ જાય, પણ જે ફળ મળવું જોઇએ તેને ઘણે અલ્પ અંશે મળે એ નજ મળ્યા જેવું ગણાય.

**સખાવતોમાં યોજનાની જરૂર**

"Virtue violated is a vice" સદ્‌ગુણનો અત્યાચાર થાય તો તે દુર્ગુણજ છે. જૈનો સખાવતમાં શૂરા છે; છતાં તેઓની સખાવતી યથેચ્છ ફળ નથી આપતી અથવા બંધ થઇ જાય છે, તેમાં કેવળ વિવેકની ખામી છે; વિચાર કરવાની તસ્દી ન લેવી એજ છે. દાખલા તરીકે-કોઇએ ઉદાર દીલથી પચીશ ત્રીશ હજાર રૂપિયા ખર્ચી એક વિદ્યાલય કાઢ્યું. આ દાન ખરેખર સ્તુત્ય છે. પણ એ દાન આપતી વખતે જ એણે વિચારવું જોઇએ, કે જે ખાતું એ કાઢવા માગે છે, એનો શું હેતુ છે? એ હેતુ એટલી રકમથી બર આવશે? એ હેતુ કેવા પ્રકારે જળવાશે? એ વગેરે યોજના કર્યા પછી એ દાન આપે તો બહુ લાભકારી થાય. એ ખાતું સ્થપાઈ, સારી રીતે ચાલી વૃદ્ધિ પામી, તેના ઉત્તમ હેતુ બર આવે, અને દાન દાતારને અનંત પુણ્યનો લાભ મળે. પણ પહેલેથી મગજને તસ્દી આપ્યા વિના, વિવેક વિના, યોજના વિના એવું એક ખાતું કાઢે, ભલે

પછી તે ખાતાંનો ઉદ્દેશ સારો હોય, પણ પ્રથમ પાયે જે યોજના ( Plan ) જોઇએ તેના અભાવે તે ખાતું નભે નહિ, પૈસા બરબાદ જાય; એટલે દાન દેનાર અકળાય, કે આ તો કાંઈ નહિં, ખાતું બરાબર ચાલતું નથી, પૈસા પાણીમાં ગયા, અને ફરી ભલે એ ખાતું સારૂં હોય, કલ્યાણકારી હોય, પણ તેમાં પૈસા આપતાં અચકાય. જો કે એ ખાતું ન ચાલ્યું, અથવા પડી ભાંગે, એમાં કેવળ પોતાની જ વિચારણાની કચાશ હતી. પાયા વિનાનું ચણતર લાંબું ટકે નહિં, તેમ સખાવતનાં કામમાં, તેના હેતુ બર આણવામાં, વિવેકપૂર્વક તેની પ્રથમથી જ સંકલનાની જરૂર છે; નહિં તો એ ન ટકે. સખાવત કરવાની તો ઇચ્છા હોય, એટલે એકમાં ફતેહ ન પામે અથવા નાશીપાસ થાય, એટલે ફરી તેવા ખાતામાં મદદ ન આપતાં, વળી બીજા ખાતામાં આપે; પણ ત્યાંયે અગાઉ માફક પ્રથમથીજ વિચારની ખામી હોય, એટલે એમાં પણ નાશીપાસ થવાનું થાય. આમાં સારાં ઉદ્દેશનાં કાર્યો છતાં પ્રથમનીજ યોજનાની કચાશને લઇ પડી ભાંગે, તેમાં પોતાની વિચાર-ખામી ધ્યાનમાં ન આણતાં તે ખાતાંને પોષવાનું બંધ કરે. માટે વિવેકની પ્રથમ જરૂર છે. યોજના માટે પોતાની મતિ ન પહોંચતી હોય, તો તેવા લાયક નરની મદદ લઇ, કામ કરવું; પણ જો દાનનું ફળ લેવું હોય, તો પ્રથમથી ચોમેરનો વિચાર તો કરવો જ ઘટે.

મી. જમશેદજી નસરવાનજી તાતા નામના પારસીએ શોધખોળ માટેનું એક ઉદ્યોગવર્ધક ખાતું કાઢવા માટે

રૂા. ૩૦) ત્રીસ લાખ આપેલ છે. આ એક વ્યાવહારિક સખાવત છે. તે ખાતું કેવા પાયા પર યોજવું, કયાં યોજવું, એ વગેરે માટે એણે જે મહેનત લીધી છે, તે માટે યોગ્ય માણસો રોકી યોજનાઓ ઘડાવી છે, તેનું અનુકરણ જૈન દાનવીરોએ કરવું ઘટે છે.

દાનનું ફળ યોગ્ય–અયોગ્યના વિચારથી મળે છે.

વળી આ તો આપણા કુળધર્મના ગુરુ છે; એને તો આપણે આપવુંજ જોઈએ; ભલે પછી તે કુળધર્મના ગુરુ સાવ કુપાત્ર હોય; અને આ તો અન્ય ધર્મના છે, અથવા અન્ય ગચ્છના છે; એને આપ્યે શું લાભ થશે ? અથવા આપો એને થોડુંક અને કાઢી મૂકો. ભલે પછી તે સુપાત્ર જીવ હોય. પણ આમ કરવાથી દાન નથી થતું; તે ફળીભૂત થતું નથી. જીવ સ્થિર થઇ જરા વિચારે તો તેને તરત આ સમજાય એમ છે.

**યોગ્યાયોગ્ય વિચાર**

દાનવૃત્તિ ઓછી થાય છે, એનું કારણ યોગ્યાયોગ્યના વિચારની ખામી જ છે. કેમકે પ્રથમથીજ પાત્ર ન તપાસે, અથવા કાંઈ સખાવતનાં કામ કરવામાં અગાઉથી દીર્ઘબુદ્ધિથી યોજના આદિ વિચાર ન કરે, અને પછી તે સખાવતનું કામ પાર ન પડે, દાન ફળિત ન થાય, પોતે નાશીપાસ થાય, દાનનો દાન લેનાર અનર્થ કરે. એથી દાન દેવાની વૃત્તિ જ અટકે. પુણ્યનાં કામમાં અંતરાય આવે. માટે વિવેકની પ્રથમ જરૂર છે.

આમ વિચારી દાન આપવામાં વિવેક આણવો ઘટે છે. આ તો બધાં દાનની અપેક્ષાએ સામાન્યપણે કહ્યું.

પણ સુપાત્રદાન વિષે વિશેષપણે સમજવું જરૂરનું છે, કે સુપાત્રપણું આપણા કુળધર્મના ગુરુમાં જ હોય અથવા આપણને જેના પ્રતિ દૃષ્ટિરાગ હોય, તેમાં જ હોય એમ નથી સુપાત્રપણું તો ગુણને લઈ છે; નથી વેષને લઇને, નથી વચને લઇને, નથી મત કે ગચ્છભેદને લઇને, પણ કેવળ ગુણને લઇને છે. આવી ગુણદૃષ્ટિને લઇ હાલ દાન અપાતું નથી. હાલ તો આપણે એમ જ માની બેઠા છીએ, કે આપણા કુળધર્મના આ ગુરુ છે, આ આપણા ગચ્છના છે; તેને જ વ્હોરાવવું, તેની જ ભક્તિ કરવી એ સુપાત્રદાન. બીજા બધા કુપાત્ર. આ પરંપરાએ, આ વિવેકહીનતાએ દાનધર્મને બહુ બહુ દૂષિત કર્યો છે. ખરા આત્માર્થી સુપાત્રો રહી જાય છે. જોકે એઓ લોકના આદર સત્કારની, કે માનાપમાનની, લેશ માત્ર અપેક્ષા સ્વપ્ને રાખતા નથી, તેઓ તો કેવળ સમભાવી છે, અને જીવોનું કલ્યાણ કેમ થાય એવી જ અહોનિશ ચિંતવના કરતા રહ્યા છે. તેઓને જીવોને વિવેકવિકળ દેખી ઉલટી દયા આવે છે. વિશેષમાં આ કાળ તો એવો કનિષ્ઠ વર્ત્તે છે, કે આવા સુપાત્રોનાં દર્શન તો દુર્લભ છે, પણ જે સદાચરણથી ચાલતા હોય, અને જેને પોતાના દોષનું ભાન જ હોય, એ દોષ કદાચ ટાળી ન શકતા હોય, પણ દોષનું ભાન હોઇ તેથી ખિન્ન થતા હોય, તેવાઓની પણ બલિહારી

સુપાત્રપણું ગુણને લઇને

છે. આવા નિર્દંભી જીવોની પણ આ દેશકાળે ખોટ પડી છે. યોગ્યાયોગ્યના વિચાર વિના જીવો ધર્મના બ્હાને દંભીથી છેતરાય છે. માટે ખરા દાનની ઇચ્છાવાળાએ પાત્ર વિવેક અવશ્ય કર્ત્તવ્ય છે.

**માયાવી સુપાત્ર નથી**

વળી "કાગનું બેસવું અને તાડનું પડવું,"–તેમ કદાચ કોઇ માયાવીની જાળમાં ફસાઈ, કોઇને ધનપ્રાપ્તિ કે પુત્રપ્રાપ્તિ, કે રોગહાનિ પ્રમુખ ઇચ્છિત મળે છે,–તો પછી તે માયાવી સુપાત્ર ગણાય છે. તેને તન–મન–ધન અર્પણ થાય છે. પણ તે સુપાત્રદાન દેનાર વિચારે કે ધનાદિ પ્રાપ્તિ તો કેવળ પોતાના કર્મે કરી મળી છે. બાકી ખરા સુપાત્ર આત્માર્થીઓ, એક ઉદરનિર્વાહ અર્થે, પોતાના આત્માને છેતરી ચમત્કાર આદિ વડે જીવને મોહ પમાડી ધર્મથી પાડે નહિં; પુદ્‌ગલના લાલચુ નજ કરે. માટે આવા માયાવી તે કાંઈ સુપાત્ર નજ કહેવાય. આમ વિવેક કરવાની બહુ જરૂર છે. વીતરાગ ભગવાન તો એમ આહાર વ્હોરાવનાર ગૃહસ્થીને મહાદોષની ઉપપત્તિ કહે છે.

**અતિથિસંવિભાગ**

જ્ઞાનીઓએ **અતિથિસંવિભાગ** નામનું ગૃહસ્થીઓને યોગ્ય બાર વ્રતમાંનું એક વ્રત ઉપદેશ્યું છે. સુપાત્રદાન કહો કે અતિથિસંવિભાગ કહો તે એકનું એક જ છે. અતિથિ એટલે જેને તિથિ ન હોય તે, અર્થાત્ જેને ધર્મ સાધનના બધા દિવસ એક સરખા તિથિરૂપ હોય, તે '**અતિથિ**' કહેવાય. અતિથિસંવિભાગને બાર વ્રતમાં દાખલ

કર્યું, એટલે એમ ન સમજવું કે જે વ્રતધારી ગૃહસ્થ હોય તેણે જ સુપાત્રદાન કરવું; બીજાએ ન કરવું; આમ કાંઈ અર્થ લેવાનો નથી. સમજવાનું તો એમ છે, કે એ સુપાત્રદાન એટલું બધું કલ્યાણકારી અને માહાત્મ્યવાળું છે, કે જ્ઞાનીઓએ એને વ્રતમાં ગણી ગૃહસ્થીઓને યોગ્ય એક ઉત્તમ આચાર કહ્યો. એટલે જે એ સુપાત્ર દાનનો લાભ લે, એની બલિહારી. અતિથિસંવિભાગ વ્રત એ ચાર

**શિક્ષાવ્રત**

શિક્ષાવ્રતમાંનું એક વ્રત છે; એને શિક્ષાવ્રત ગણવાનું કારણ કે એથી અભ્યાસ પડી જીવ વ્રતમાં સ્થિર થાય છે. પવિત્ર સાધુઓ કાચું જળ વાપરતા નથી; ઉકાળીને અચિત કરેલું જળ તેઓના ઉપયોગમાં આવી શકે છે. તેઓ જાતે તો સર્વ પ્રકારના આરંભપરિગ્રહથી રહિત હોવાથી પાણી લાવી ઉકાળી શકતા નથી. ઉષ્ણ જળ માટે તેઓને ગૃહસ્થને ઘેર જવું પડે છે. ગૃહસ્થીઓ જો ઉકાળેલ જળ વાપરતા ન હોય તો સાધુઓને શુદ્ધ જળનો અંતરાય આવે છે. તેમ ગૃહસ્થીઓ ચાહીને સાધુના નિમિત્તે જળ ઉકાળે, તો તે જળ સાધુઓને કલ્પે નહિં; અને એથી ગૃહસ્થીઓને પણ દોષ લાગે. પણ ગૃહસ્થીઓજ પંડે પોતે ઉષ્ણ જળ વાપરવાના હોય, તો તે પોતાના માટે હંમેશ તૈયાર કરવું પડે છે. આમાંથી વખત પરત્વે સુપાત્ર સાધુઓને કામ આવી શકે છે. સુપાત્રદાનની ઇચ્છાવાળા ગૃહસ્થીઓ, પોતે સુપાત્રોને આહાર–પાનથી પ્રતિલાભી શકે, એવી સદ્ભાવનાને લઇ પ્રાયઃ સાધુ સુપાત્રને ખપમાં આવે એવાંજ આહાર–પાન ઉપભોગમાં લે છે. આમાં કાંઈ સાધુને કે પોતાને દોષ લાગતો નથી.

ઉલટું પોતાને વૃત્તિસંક્ષેપ, સાધુચર્યા આદિનો અભ્યાસ પડે છે, જે પરિણામે પરમ કલ્યાણકારી છે. આથી પોતે કાંઈ સાધુ અર્થે તો તૈયાર કરાવતા નથી; પોતાના જ ખાન–પાન યોગ્ય સામગ્રી તૈયાર કરાવે છે; અને તે સામગ્રી, અન્નજળાદિ, સાધુને ખપમાં આવે એવાં હોવાથી, સુપાત્રદાનનો લાભ મળી શકે છે.

ગૃહસ્થે સુપાત્રને આહારાદિથી પ્રતિલાભ્યા પછી, જે વસ્તુઓ એ સુપાત્રે ગ્રહણ કરી હોય, તે જ વસ્તુઓ પોતાના ઉપભોગમાં લેવી, એવું શાસ્ત્રો કહે છે. તેમાં એક ઊંડો હેતુ એ રહ્યો છે, કે સાધુ–મુનિને ખપમાં આવે એવી જ ખાન–પાન યોગ્ય વસ્તુઓનો વપરાશ ગૃહસ્થીએ રાખવો. સાધુધર્મને આથી બહુ પુષ્ટિ મળે છે.

થોડાં દૃષ્ટાંત લઇએ:—

૧. સાધુઓ અનંતકાય, કંદમૂળ આદિના ત્યાગી હોય છે. ગૃહસ્થીઓને પણ એ ત્યાજ્ય છે. છતાં ગૃહસ્થીને ઘેર કોઇ સંત મુનિ આહાર–પાનાર્થે પધારે, અને તેઓને શાકનો ખપ હોય તો તે વડે પ્રતિલાભવાનો લાભ ન મળે. સાધુ અર્થે કરીને તો કાંઇ થઇ શકે નહિં.

૨. સાધુઓ ઉષ્ણોદક વાપરે; તે માટે ગૃહસ્થીને ઘેર પધારે, પણ ગૃહસ્થીને ત્યાં ઉષ્ણોદકનો વપરાશ ન હોય, તો સાધુને મુશ્કેલી આવે. અશુદ્ધ જળ તો પોતે વાપરે જ નહિં; અને જળ વિના ચાલે પણ નહિં. એટલે કાં તો તેઓને બહુ બહુ મુશ્કેલી, યાવત્ મરણાંત કષ્ટ વેદવું

પડે; અને કાં તો વૃત્તિ શિથિલ કરી અશુદ્ધ જળનો ઉપયોગ કરવો પડે.

હાલ સાધુધર્મમાં શિથિલતા આવી ગઈ એનું કારણ ગૃહસ્થીઓના વિવેકની ખામી એ છે. ઉપર આપેલા દૃષ્ટાંત ઉપરાંત સુપાત્રદાન સંબંધમાં કેવા કેવા અતિચાર લાગે છે, એ વગેરે બાર વ્રતના અધિકારમાં સુપાત્રદાન સંબંધમાં અન્ય સ્થળે કહેલ છે.

આમાંથી તાત્પર્ય એ નીકળે છે, કે સુપાત્રદાનનો લાભ લેવો હોય, તો ગૃહસ્થીએ વિવેકી થવું ઘટે છે; યોગ્યાયોગ્યનો વિચાર કરવો ઘટે છે; સુપાત્રને ઓળખવા ઘટે છે; કુપાત્રને ઓળખવા ઘટે છે.

**પરમાર્થ સુપાત્ર સાધુઓ**

આ તો પરમાર્થે સુપાત્રની વાત થઈ. આ પરમાર્થ સુપાત્ર સાધુઓ એકાંત સ્વઆત્મા પરાત્માના હિતના કાંક્ષી છે; એ અર્થેજ એઓનાં પ્રવર્ત્તન છે; આરંભોપાધિથી સર્વથા રહિત છે; પરમ ક્ષમાવાન, સરળ, નિર્લોભી, નિર્માની છે. બનતાં લગણ તપશ્ચર્યા કરી, ઉત્તમ શીલ વડે દેહને દમે છે, કર્મને બાળે છે; અને ન ચાલતાં ઉદરપોષણ યોગ્ય શુદ્ધ આહાર–પાન–ઔષધ–વસ્ત્રાદિ ગૃહસ્થીઓ પાસેથી યાચના કરી લે છે. અને અહોનિશ તત્ત્વજ્ઞાનના વિચાર–પ્રકાશનમાં વીતરાગ શાસનના આરાધનમાં ગાળે છે. આવા પરમ સુપાત્ર આત્માઓને ગૃહસ્થીઓ ઉપયોગમાં ન આવે, તો પછી બીજું કોણ આવે? અને ગૃહસ્થીઓ ઉપયોગમાં ન આવે, તો પછી એઓનો

ધર્મ કેમ ટકી શકે? ગૃહસ્થીઓને સુખનો, પુણ્યનો, નિર્જરાનો, ધર્મનો રસ્તો બતાવનાર જ એઓ છે; શુદ્ધ વ્યવહારનો, ગૃહસ્થધર્મનો બોધ–ઉપદેશ કરનાર પણ એઓ જ છે; તો એવા સુપાત્ર મહાત્માઓનો જો વિચ્છેદ થાય, તો ગૃહસ્થધર્મનો, શુદ્ધ વ્યવહારનો, સુખ–પુણ્ય–નિર્જરાના બોધના માર્ગનો પણ લોપ સમજવો. જે ગૃહસ્થીઓને જ નુકશાનકારી છે; આમ સમજી ગૃહસ્થીઓએ સુપાત્રદાનની અભિલાષા કરવી ઘટે છે; સુપાત્રની ભાવના ભાવવી ઘટે છે; અને એ દાન વિષે વિવેક રાખવો ઘટે છે. આ તો પરમાર્થદૃષ્ટિએ વાત થઈ. વ્યવહાર દૃષ્ટિએ પણ વિચારીએ તો પાત્રાપાત્રનું ભાન ઓછું થઇ ગયું છે.

**શુદ્ધ વિવેકી વ્યવહાર**

વ્યવહાર એ પરમાર્થનું પરમ કારણ છે; પણ તે વ્યવહાર શુદ્ધ હોય તો જ. અને વિવેક ન હોય તો વ્યવહાર શુદ્ધ થઇ શકતો નથી. કોઈ સદ્‌ગૃહસ્થ પોતાની જ્ઞાતિના બાળકોના અર્થે બૉર્ડીંગ તથા સ્કૉલરશીપો કાઢે છે; એ જ્ઞાતિના બાળકો પ્રાયઃ સારી સ્થિતિવાળા છે; અને એ સ્કૉલરશીપ કે બોર્ડીંગનો લાભ લીધા વિના ભણી શકે એમ છે; છતાં એ ગૃહસ્થ, બીજી ગમે તે જ્ઞાતિના બાળકોને એવાં સાધનોની જરૂર છતાં, અને એ સાધનો એઓને આપવાથી લાભનું કારણ છતાં, એ લાભને જતો કરી, ભરતામાં ભરવારૂપે, પોતાની જ જ્ઞાતિના વિદ્યાર્થીઓને આ લાભ આપે છે. આ દાનમાં વિવેકની ખામી છે. જેને ખપ હોય તેવાઓને પોતાની શક્તિનો લાભ આપવાનો આ પ્રકાર નથી; આ તો ફક્ત એક પોતાની જ્ઞાતિનું અભિમાન થયું.

ભરતામાં ભરવાથી કાંઇ દાનનો હેતુ જળવાતો નથી. શરૂઆતમાં જ કહેલું છે, કે પોતાને પ્રાપ્ત થએલી, તનની, મનની, ધનની, વચનની શક્તિઓનો, બધીનો, એકનો કે વધારે ઓછીનો, જેને ખપ હોય, જરૂર હોય, એવા યોગ્ય જીવને, લાભ આપવો એનું નામ દાન. તો દાન કરતી વખતે વિચારવું જોઇએ છે, કે હું આપું છું, તે વસ્તુનો આને ખપ છે, કે કંઈ બીજી વસ્તુનો? અથવા એ વસ્તુનો એને ખપ છે? એને ખપ નથી, છતાં એને આપી, જેને ખરેખર ખપ છે, એવાઓને અંતરાય તો નથી આણતો? ઇત્યાદિ વિચારવું ઘટે છે.

આમ જો વિચારમાં આવે તો બીજું કારણ જે વિવેકની ખામીનું લાગ્યું છે, તે સહેજે દૂર થાય.

(૩) દાન કદાચ આપવામાં આવે છે, તો તે વાસી દાન હોય છે, અથવા તો ભક્તિની ખામી હોય છે. એટલે

**વાસી દાન**

કે કદાચ કોઈ સુપાત્રનો યોગ થયો, તો તેને હર્ષથી શુદ્ધ આહાર-પાન આપે છે, પણ તે સાથે એમ મનમાં આશીભાવ, વાસના, રાખે છે, કે એ સંત છે, મહાત્મા છે, એને વ્હોરાવ્યાથી એ મારા પર પ્રસન્ન થશે; મારે આ ધનની સાંકડનું દુઃખ છે, તે ટાળશે; અથવા મને, પુત્ર સુખ નથી તે મળશે, અથવા આ મારો રોગ ટળશે. આવી આશાથી આપેલું દાન વાસી જ છે. દાન આપી તેના બદલાની આશા રાખવી, એ વાસી દાન જ છે. દાતાએ તો વિચારવું જોઇએ, કે અહો! આ તો પરમ નિસ્પૃહી નિરાગી સત્પુરુષ

છે. જીવ માત્ર સુખ પામે એવી વૃત્તિવાળા છે. પુદ્ગલમાં સુખ છે, એવી ભ્રમણાથી તો જીવો દુ:ખી થયા છે, એવું એમને જ્ઞાન થયું છે; તો તે પુદ્ગલની આશા મને કેમ આપે? ન જ આપે. સત્સુખ ધન, પુત્ર પરિવાર કે દેહના આરોગ્ય–અનારોગ્યમાં નથી; તો તેમને દાન આપી મારે એવી પરિણામે વિનાશરૂપ, સુખભ્રમરૂપ, ધનાદિની આશા રાખવી યોગ્ય નથી. દાનનું ફળ દાન છે. Virtue is its own reward. મારા દાન આપવાથી એ સુપાત્ર મહાત્માને દેહનિર્વાહ યોગ્ય વસ્તુની પ્રાપ્તિ થઇ એ જ ફળ છે; મારી શક્તિ મને એવા સુપાત્રના ઉપયોગમાં આવતાં લેખે લાગી એ જ ફળ છે; એ સુપાત્ર હવે બહુ અનુકૂળતાપૂર્વક નિર્વિઘ્નપણે સત્પ્રવૃત્તિમાં પ્રવર્ત્તશે. અને ઘણા જીવોને અભયદાન આપશે, એ જ ફળ છે. માટે મારે બીજી ફળની વાંછા કરી દાન વાસી કર્તવ્ય નથી. આમ વિચારવું ઘટે છે. એ વિચારણાથી દાન બહુ શુદ્ધ થાય છે.

આમ ત્રણે દોષ વિચારે અને તે વિચારને અમલમાં આણે તો જીવ ટાળી શકે છે.

સુપાત્રદાનના અંગે આ વાત થઇ. પહેલું અભયદાન કહ્યું, બીજું આ સુપાત્રદાન કહ્યું, હવે ત્રીજું અનુકંપાદાન કહીએ છીએ.



## ૩. અનુકંપાદાન

**અનુકંપાદાન**—આગલાં બે પ્રકારનાં દાનમાં કવચિત્ આનો ભાસ થયો છે, પણ આ તો દાન હેતુએ ખાસ અલગ વિચારનો પ્રકાર છે.

(૧) **અભયદાન**માં તો એમ કહેવાયું કે (અ) જીવને આપણી શકિત વડે મરણાંત ભયમાંથી છોડાવી અભય આપવું. અને (બ) જીવને ભવભ્રમણનાં દુઃખમાંથી છુટવારૂપ માર્ગ શાંત–પવિત્ર ઉપદેશ વડે પમાડી સાદિ અનંત અભય આપવું. અભયદાનના આ બે મુખ્ય હેતુ છે; પહેલો હેતુ વ્યવહાર-સત્ય છે; બીજો પરમાર્થસત્ય છે. પહેલો દ્રવ્ય અભય છે, બીજો ભાવ અભય છે; પહેલું અભય પદ સાદિ સાંત છે; બીજું અભય સાદિ અનંત છે.

**અભયદાન**

જ્ઞાનીઓએ દાનમાં અભયદાનને પ્રથમ પદ આપ્યું છે; અને એનું ફળ મોક્ષ જ છે. અભયદાન જાતિ, યોનિ, ક્ષેત્ર, કાળ, કીર્તિ, માન, કશી અપેક્ષા રાખતું નથી. અભય અર્થે પ્રાણીમાત્ર સરખા છે. જ્ઞાનીઓ પ્રાણીમાત્રને અભય ઈચ્છે છે.

(૨) સુપાત્રદાનમાં એમ કહેવાયું કે:—અપાત્ર, કુપાત્રને છોડી દઇ, વિવેક અને બહુમાનપૂર્વક સુપાત્ર

સુપાત્રદાન

સાધુ, મુનિ, આત્માર્થી નિર્ગ્રંથ, સત્પુરુષને આહારપાનાદિ આપી કૃતાર્થ થવું. યોગ્યઅયોગ્યનો વિચાર કરવો. શુદ્ધ ન્યાયથી ઉપાર્જેલ દ્રવ્યરૂપ અક્ષત બીજ, દાનરૂપ કર્ષણે કરી, સુપાત્રરૂપ સુક્ષેત્રમાં વાવવું એ બીજું સુપાત્રદાન.

સંત પુરુષોના માર્ગને પોષવા, સાધુધર્મને ટેકાવવારૂપ આ દાનનું ફળ થયું, જે મોક્ષનું જ કારણિક છે.

જ્ઞાનીઓ આ દાનને પણ બહુ જ બહુ પ્રશંસે છે; અને દાનમાત્રમાં એને બીજું પદ આપે છે.

અભયદાન અને સુપાત્રદાનનાં ફળ કેવળ મોક્ષ છે.

પરમ પવિત્રાત્મા, પુણ્યાત્મા, પુણ્યાનુબંધી પુણ્યવાન જીવો એ પવિત્ર દાનનો લાભ લઇ શકે છે.

પ્રસંગપ્રાપ્ત આ ત્રીજું અનુકંપાદાન છે. દુઃખીને દેખી ચિત્તમાં કંપારી છૂટવી એનું નામ **અનુકંપા.**

અનુકંપાદાનઃ વ્યાખ્યા

પ્રથમ બે ઉત્કૃષ્ટ પ્રકારનાં દાનનો લાભ આ વર્ત્તમાન દેશ–કાળે બહુ બહુ કઠિન દુર્લભપ્રાય થઈ પડયો હોય, છતાં જીવ આ અનુકંપા દાનનો તો લાભ લઈ શકે જ. ગમે તે યોનિ, ગમે તે જાતિ, ગમે તે ગોત્ર, ગમે તે જ્ઞાતિ, ગમે તે ધર્મ–પંથનો જીવ હોય, પણ તેના ઉપર તેનાં દુઃખ, રોગ આદિ કષ્ટ દેખી

અનુકંપા આણવી ઘટે. અને તેની આંતરડી ઠરે, તેનાં દુઃખ દૂર થઇ શકે એ હોય તો તે આંતરડી ઠારવી ઘટે; દુઃખ દૂર કરવાં ઘટે. દુઃખીનું દુઃખ ટાળવું, રોગીનો રોગ ટાળવો, ભુખ્યાને ખાવાનું આપવું, તર્શ્યાને પાણી આપવું, ટાઢે-તાપે થીજતાને વસ્ત્ર આપવાં, એ આદિ અનુકંપાદાનના પ્રકાર છે. આ યતિ છે, કે અયતિ છે, આ મારા ધર્મનો છે, કે પરધર્મનો છે, એ આદિ વિકલ્પ અનુકંપાદાનમાં કર્ત્તવ્ય નથી. આ તો અયતિ છે, આ તો મારા ધર્મનો નથી, ભલે ભુખે મરે, ભલે દુઃખે રીબાય, એવો વિચાર સમજુ જીવ કદી કરે નહિં. છતાં દુઃખીને દેખી, તે ઉપર અનુકંપા નહિં આણવી, અને પોતાની છતી શક્તિનો એને દુઃખમાંથી છોડાવવા લાભ ન આપવો, એ મહા નિષ્ઠુર વૃત્તિ, કઠોર મન, નિઃશંક પરિણામનાં કારણ છે, અને જીવ પોતે પોતાના ઉપર આવરણ આણી અંતરાય બાંધે છે.

પુણ્ય બાંધવાના અનેક પ્રકાર છે; તેમાં દુઃખિતાનુકંપા એ એક મુખ્ય પ્રકાર છે. જીવ દુઃખીને દેખી તેના પર, ગમે તે કારણે, અનુકંપા ન આણે એ પોતાના પુણ્યમાં રોધ કરે છે; પુણ્યને આવવાનો રસ્તો બંધ કરે છે; રોકી મૂકે છે.

**પુણ્યબંધના કારણ**

ખાવાનું, પીવાનું, પહેરવા ઓઢવાનું, ઔષધ, રહેવાનું આપવું એ, આ બધા પુણ્યબંધનાં કારણ છે. ગુરુપૂજા, દેવપૂજા આદિ બીજાં પણ કારણો છે. પણ દાન યોગ્ય દેય વસ્તુના સંબંધમાં ઉપલાં કારણો છે. મુખ્ય

વૃત્તિએ તો એ વસ્તુઓ સુપાત્રોને જ આપવી છાજે છે; છતાં અનુકંપા યોગ્ય એવા પામર અયોગ્ય જીવો પણ જો એ વસ્તુ વિના ટળવળતા હોય, અને એના વિના દુ:ખી થઇ આર્ત્તિ ધરતા હોય, તો તેઓ પર દયા આણી સમજુ જીવે એ દાનયોગ્ય વસ્તુઓ આપવી ઘટે છે; જરૂરની છે; એમાં અનુકંપાદાન એ જ પરિણામ છે. વિશેષ વિકલ્પ કર્ત્તવ્ય નથી.

એટલે એમ કે આ દુ:ખી તો છે, પણ દુષ્ટ જીવ છે; આ વખત તો એને ખાવાનું આપી દુ:ખમાંથી છોડવું; પણ પાછો ટટાર થતાં એ દુષ્ટતા આદરશે

દુષ્ટ પ્રત્યે પણ દયા અને એનો કારણિક હું થઇશ; માટે એના પર દયા કરવાથી શું લાભ?

એ છો મરે. આવો વિકલ્પ દાતા પુરુષે જરાયે કર્ત્તવ્ય નથી. એ વિકલ્પથી એને અનુકંપાનો, દાનનો અવસર જ આવતો નથી; એનાં મન:પરિણામ માઠાં, કઠોર થઈ જાય છે; દાન દેવાની બુદ્ધિ મંદ થઈ જાય છે. ક્યાં એવું ન બને કે એ જ દુ:ખી જીવને દુ:ખના યોગે પોતાની દુષ્ટતાનું ભાન આવ્યું હોય, અને ફરી એ દુ:ખથી છૂટી છોડાવનારનો ઉપકાર માની, તેનો ઓશિંગણ થઇ, ભવિષ્યમાં દુષ્ટતા ન આદરે; ઉલટો સુધરી જઈ બીજા દુ:ખીને અનુકંપાનું કારણ થાય છે, દયા દયાને વધારે છે, અનુકંપા અનુકંપાને વધારે છે. ભલે કોઈ જીવ દુષ્ટ હોય; પણ હાલ દુ:ખી હોય, તેવા દુ:ખી જીવ ઉપર કરુણા આણી, અનુકંપા આણી, તેનાં દુ:ખ આપણી શકિત મુજબ દૂર કર્યાં હોય તો તે કરુણા

શું એ શીખે છે; પરોપકાર શીખે છે અને પાછો સુખી થઇ કરુણા–પરોપકાર આચરે છે. જ્યારે જો એને દુષ્ટ જાણી અનાદર–અભાવ–તિરસ્કારપૂર્વક જાણી જોઇ, છતી શક્તિએ દુઃખમાં રીબાવા દઇએ, તો તેની દુષ્ટતા વધે છે; દયાનો કે પરોપકારનો બોધ એને મળતો નથી; આર્ત્ત-રૌદ્રધ્યાનમાં જ મસ્ત થઈ, જગતનું માઠુંજ ચિંતવી, દુષ્ટ મનોયોગથી અનેક માઠાં નિકાચિત કર્મ બાંધે છે; દુઃખ ભોગવતાં અકામ નિર્જરા કરે છે; તે સાથે જગતને માઠું કરવારૂપ તેનો દુષ્ટ મનોયોગ મજબુત થાય છે; જે પણ એક પ્રકારનું નિયાણું જ છે; અને અસહ્ય દુઃખરૂપે કાળધર્મ પામી અન્ય દેહે જગતને ત્રાસનું કારણ થાય છે; વ્યંતર યોનિ પામી, જેણે અંતરાય આપ્યો હોય તેના પર જ વેર વાળે છે; એ ન મળે તો બીજાને ત્રાસ આપે છે. એ કરતાં એને જો દયા આણી દુઃખથી છોડાવ્યો હોય તો તેનામાં પ્રાયઃ દયા આવે છે; અને કદાચ દયા ન આવે, તો પણ તે આર્ત્ત–રૌદ્રધ્યાનથી છૂટે છે, એજ મોટો લાભ. માટે ગમે તેવા દુઃખીને દેખી, તેની દુષ્ટતાનો વિકલ્પ કરી, તેના પર અનુકંપા ન કરવી, એમ તો કોઇ સમજુ જીવે કદી ન કરવું. સમજુ જીવે દુઃખીને પોતાની શકિત મુજબ દુઃખમાંથી છોડાવવો, અનુકંપા તેના પર આણવી, તેના દુઃખથી દાઝવું, તેને બીજા મારફત છોડાવવો, અથવા બીજાને એમ અનુકંપા વડે દુઃખીને સહાય થતા દેખી અનુમોદના કરવી; પણ અનુકંપા તો આણવી જ. દયાનું ફળ દયા છે; અને તેનું ફળ તાત્કાલિક બેવડાય છે;

તે દેનારને અને લેનારને બંનેને લાભ આપે છે. માટે **દયા એ મુખ્ય પરમ ધર્મ** છે.

વિવેકહીન જીવ પણ દયાનો બદલો ભૂલતો નથી. ગુલામ અને સિંહની વાત પ્રસિદ્ધ છે. ગુલામે સિંહનો કાંટો કાઢી એને ચેન આપ્યું, તો સિંહના મનમાં ઉપકાર વસ્યો; અને એ જ સિંહે ગુલામના પ્રાણ બચાવ્યા.

દયા આગળ વેર–ઝેર–કલહ–દુષ્ટતા નાશ પામે છે. માટે દુ:ખી ઉપર દયા અનુકંપા અવશ્ય કર્તવ્ય છે; અને યથાશકિત તેનાં દુ:ખ ટાળવાં ઘટે છે.

**અનુકંપામાં પાત્રાપાત્ર વિચાર નથી**

તે વેળે પાત્ર અપાત્ર વિચારવું ઘટતું નથી. દયા દેખાડયાથી કુપાત્ર પણ સુપાત્ર થાય છે.

અહો! આ તો સર્પ છે; અરે! એને બચાવશું તો એ આપણને જ કરડશે, માટે છો આ ધૂણીમાં બળી મરે, એમ કોઇ સર્પને અજાણતાં તાપમાં પડી જઈ અર્ધો બળી ગયેલો અને આકુળ વ્યાકુળ થતો દેખી કોઇ કહે, તો તે કહેવું કેવળ દયાહીનતા છે. એ દુ:ખે દાઝતો જીવ બીજાને શું દુ:ખ દેશે? એને તો યથાશકિત દુ:ખમાંથી બચાવવો જ જોઇએ.

દયાથી દુષ્ટ જીવોની દુષ્ટતા પણ નાશ પામે છે. કમઠ અને મેઘમાળી જેવા મહા દુષ્ટ જીવો **શ્રી પાર્શ્વપ્રભુ** જેવા પરમાત્માની અનુકંપાથી, **દયાથી** દુષ્ટતા છાંડી કલ્યાણ પામી ગયા; માટે દુ:ખી ઉપર દયા કરતાં આ દુષ્ટ છે કે

**પાર્શ્વપ્રભુ**

અન્ય છે, એ સુજ્ઞ જીવે વિકલ્પ પણ કરવો ઘટે નહિં. આ સંયતિ છે, કે આ અસંયતિ છે, આ મુસલમાન છે, કે આ હિંદુ છે, આ અનાર્ય છે, આ આર્ય છે, આ જૈન છે, આ બીજો છે, એવો વિકલ્પ કરવો ઘટે નહિં. કેવળ એમ જ થવું જોઇએ કે આ જીવ છે, બિચારો દુઃખી છે, તેને દુખમાંથી મારી શકિત પ્રમાણે મારે છોડાવવો એ મારો ધર્મ છે.

**દુઃખી પ્રત્યે દયા**

દયા એ જીવનો સ્વાભાવિક ગુણ છે. એવી વિચારણાથી એની પુણ્યરાશિ વધે છે. બીજા વિકલ્પથી પરિણામ મોળા પડે છે, કઠણ થાય છે, મન કઠોર થાય છે, પુણ્યરાશિ ઘટે છે. માટે દુઃખી ઉપર અવશ્ય કરુણા કરવી.

બજારમાં કોઈ ખાટકી બોકડાં લઈ ઉભો છે. તે બિચારાં ત્રાસ પામી આપણા પ્રતિ દયા માટે ટગર ટગર જુએ છે. આપણે એને કળે, બળે, ધનથી પણ એને યથાશકિત છોડાવવાં ઘટે. ધનથી છુટવાનો રસ્તો હોય તો ધન વડે પણ છોડાવવાં. અહીં એમ વિકલ્પ ન કરવો કે હું આ આને ધન દઇ છોડાવું છું; તો વળી એ ધન વડે ખાટકી બીજાં સસ્તે લાવી મારશે; તો હું તે કેટલાકને છોડાવીશ? અને આ તો ખાટકીને ઉત્તેજન છે. આવો વિકલ્પ કરી વૃત્તિ મોળી પાડવી ન ઘટે. આપણે તો દયાનુંજ નામ લઈ તેને છોડાવવા ઘટે. એ દયાના પરિણામે વિશેષ પુણ્યરાશિ વધશે, તે વડે વળી બીજાં છોડાવી શકાશે; એ ખાટકી થાકશે. પણ પુણ્યરાશિ નહિં થાકે. પણ આવી પુણ્યરાશિ વિકલ્પ કર્યા વિના એ ત્રાસ પામતાં બોકડાંને તરત બચાવીને અભય આપીએ તો

હોય. જો કે આ અભયદાનનો પ્રકાર છે, પણ અનુકંપા કે દયા આણુતાં દયા શિવાય બીજો કાંઈ ખ્યાલ, ખાલી વિચાર, વિકલ્પ ન કરવો એ બતાવવા આ દાખલો આપ્યો. રસ્તામાં હિંસક જનાવરને પણ કોઈ મારતું હોય, તો તે મારનારને યથાશકિત વારવો, અથવા બીજું ન થઈ શકે એમ હોય તો મૌન રહેવું, પણ ભલે એ હિંસક પ્રાણી તો એ જ લાગનો છે; એને મારી નાંખો; ભલે એ મરી જાય એમ ચિંતવી કષાયયુકત કર્મ, આકરાં કર્મ, ન બાંધવાં; દયાની વૃત્તિ મોળી થવા ન દેવી; કેમકે એવી માઠી ચિંતવનાથી દયાની ભાવના મંદ થઇ નાશ પામે છે. તેમજ કોઈ દુષ્ટને દુઃખી જોઈ, ભલે એ પાપી દુઃખ ભોગવે એ તો એ જ લાગનો, એને તો એવુંજ દુઃખ ઘટે, એમ ધારી એના પર દયા રહિત થવું ના ઘટે. એથી આપણને કર્મબંધ થાય, દયાનો લોપ થાય, અંતરાય આવે.

આમ આ બધી રીતે વિચારી આપણે દુઃખીની અનુકંપા કર્ત્તવ્ય છે; દુઃખીનાં દુઃખ યથાશકિત ટાળવાં જોઇએ છે; એ દુષ્ટ હોય, અયોગ્ય હોય, એ વિકલ્પ કર્ત્તવ્ય નથી; એ જીવ છે, દુઃખી છે,—એટલું જ આપણી દયા ઉશ્કેરાવવા, કરાવવા બસ છે.

"સર્વ જીવનું ઇચ્છો સુખ, મહાવીરની છિક્ષા મુખ્ય."
"સત્ય શીળ ને સઘળાં દાન, દયા હોઇને રહ્યાં પ્રમાણ,
"દયા નહિં તો એ નહિં એક, વિના સૂર્ય કિરણ નહિં દેખ.
"અભયદાન સાથે સંતોષ, દ્યો પ્રાણીને દળવા દોષ;
"પુષ્પપાંખડી જ્યાં દુભાય, જિનવરની ત્યાં નહિં આજ્ઞાય."

આ અનુકંપા દાનથી પુણ્ય પ્રાપ્ત થાય છે. પુણ્યની રાશિ વધે છે.

**હીન દેશકાળ**

અભયદાન અને સુપાત્ર દાનની ઉત્કૃષ્ટતા છતાં આ વર્ત્તમાન દેશકાળમાં એની દુર્લભતા જોઈ, પણ અનુકંપા પણ ઓછી થતી જાય છે એ કાંઇ હીન-પુણ્યતાના પ્રકાર લાગે છે. સાધુધર્મ તો ગ્લાનિ પામતો ચાલ્યો છે, અને ચિત્તમાંથી અનુકંપા પણ દૂર થતી ચાલી છે; એ કાંઈ આ વિકાળ કાળની ખૂબી છે. દુઃખિતાનુકંપા ગમે તે જીવ હોય તે પર જોઇએ, પણ કોણ જાણે કોઇ કોઇ જીવોને એવો મોહ ઉપજ્યો છે, કે દુષ્ટ ભલે દુઃખી હો, પણ તેના પર દયા ન કરવી. આ વિચાર કેવળ મોહજનિત છે; સાંકડા મનનો છે; નિર્ધ્વંસ પરિણામનો કર્ત્તા છે. અહિંથી માંડી યાવત્ દુઃખીને જોઈ જીવ ત્રાસ પામતો નથી, આંખ મીંચામણા કરી ચાલ્યો જાય છે. આ કેવો હીનત્વભર્યો દેશ-કાળ કહેવાય? અથવા પરમ પુરુષો આ કાળનું એવું જ સ્વરૂપ પ્રકાશી ગયા છે, એ યથાર્થ છે. દયા-દાનના લોપથી જીવો દુઃખી થતા ચાલ્યા છે; અને હજી વિશેષ દુઃખી થશે, એ તેઓનું પ્રવચન યથાતથ્ય છે. ગૃહસ્થો પોતાનો ધર્મ ચૂકવાથી સાધુધર્મ કષ્ટપ્રાય થઇ પડયો છે. એ વગેરે બાબત આગળ કહેતાં, ગૃહસ્થો હજી સમજે તો ભાવિ શ્રેયનું કારણ છે, એમ કહેવાયું છે. પણ પરમ પુરુષોનાં આગામી કાળનાં પ્રવચનો સત્ય કરવા કારણે કોઇ એ ભાવિ શ્રેયનું કારણ ન સમજે તો તેમ બનવા યોગ્ય છે. છતાં "જે કરશે, તેવું

પામશે," "વાવશે તેવું લણશે," "દાનનું ફળ દાન છે," "દયાથી દયા વધે છે," આદિ લક્ષમાં રાખી દયા આચરશે, તેનું કલ્યાણ સર્વ દેશ, સર્વ કાળે છે. ફકત જીવે સમજવું જોઇએ; સમજી આચરવું જોઇએ. અભયદાન, સુપાત્રદાનની પ્રાયઃ દુર્લભતા કહી તેમ આ અનુકંપાદાન પણ જો વર્ત્તમાન સ્થિતિ ચાલુ રહી તો દુર્લભ થતું જશે. માટે હજી, જીવો ચેતી દયાના ઘરમાં આવે, તો અનુકંપા વધશે; એ વધતાં અભયદાન તથા સુપાત્રદાન પણ સુલભ થશે. સમજવાની જ જરૂર છે. **તત્ત્વદૃષ્ટિની જરૂર છે,** પવિત્ર જૈન બંધુઓ ચેતશે અને **મહાવીરના** સર્વમાન્ય દયાના સિદ્ધાંતનો જયઘોષ કરાવશે. આમ આ ત્રીજું અનુકંપાદાન કહેવાયું.

---

# ૪. ઉચિતદાન

ચોથું ઉચિતદાન છે.—દયાના આ પ્રકારમાં વ્યવહાર મુખ્ય છે. કોઈ વધામણી આપવા આવે, તેને યોગ્ય દાન આપવું તે ઉચિતદાન છે.

વ્યાખ્યા — લગ્ન આદિ પ્રસંગે દેશ–કાળાનુસાર વ્યવહારોચિત બ્રાહ્મણ, ભિક્ષુક આદિને દક્ષિણા આપવી એ ઉચિતદાન છે. દીવાળી આદિ વ્યવહારમાં માંગલિક મનાયલા પ્રસંગોએ વહીપૂજન વગેરેમાં યથાશક્તિ માગણ, બ્રાહ્મણને આપવું એ ઉચિતદાન છે. પોતાને

ઘેર આવેલા પરોણા આદિના બાળબચ્ચાંને કાંઈ યથાશકિત આપવું એ ઉચિતદાન છે. મિત્રોએ, ઓળખીતા-પાળખીતાઓએ પ્રસંગવશાત્ અન્યોન્ય ભેટ-સોગાત કરવી, લેવી, દેવી એ ઉચિત દાનના પ્રકાર છે. લગ્નાદિ પ્રસંગે ચાંલ્લો આદિ આપવો એ ઉચિતદાનના પ્રકાર છે. વ્યવહારવિચક્ષણ ગૃહસ્થે આવો ઉચિત વ્યવહાર અવશ્ય સાચવવો ઘટે છે.

**વિવેકની જરૂર**

જે જે કાળે જે જે વ્યવહારમાં ઉચિત ગણાતું હોય, તે તે ગૃહસ્થીઓએ અવશ્ય આચરવું યોગ્ય છે; પણ તેમાંયે વિવેકની તો ખાસ જરૂર છે. પોતાની શકિત ન હોય છતાં ખેંચાઈ કરજ કરી, એક પોતાનું નાક રાખવા, માન રાખવા, એ ઉચિત દાન કરવું પડતું હોય તો બહુ વિચારવાનું છે. એ કરજથી પરિણામે આબરૂ જળવાવાના બદલે તેની હાનિનો પ્રસંગ આવતો હોય અથવા કરજ ફેડવામાં ખોટી દાનત થવાનો સંભવ હોય, તો બહેતર છે, કે પ્રથમથી જ શકિત

**યથાશકિત**

વિચારી ઉચિત દાન કરવું; ફુલણજી ન થવું. આમ વિચારી વિવેકપૂર્વક યથાશકિત વ્યવહારીઆ ગૃહસ્થીએ ઉચિત દાન કર્ત્તવ્ય છે. એથી વ્યવહાર ઉજળો રહે છે; દીપે છે. છતાં આ ઉચિતદાન આ ભવહેતુક જ છે. એથી કાંઈ પરભવનો લાભ નથી થતો. માટે જ્ઞાનીઓ એને બહુ વખાણતા નથી. વ્યવહારમાં ઉજ્જવળતા અને સરળતાનું કારણ હોવાથી આડકતરી રીતે પરમાર્થને લાભ ભણી થાય, એ અપેક્ષાએ એને દાનમાં ગણેલ છે; અને એથી એ કદાચ પરિણામે શુભ

ગતિનું કારણ થાય. માટે દાનધર્મમાં એને ગણેલ છે. બાકી જેમ બીજા દાનમાં તેમ આમાં પણ મનપરિણામ ઉપર વિશેષ આધાર છે. આ ઉચિત દાનના પણ ચઢતા ઉતરતા પ્રકાર પાડી શકાય. શ્રી જિનેશ્વર ભગવાન સમવસરતા હોય અથવા કોઈ મહાત્મા સંતપુરુષ પધારતા હોય તેની કોઈ વધામણી આપે, તો તેથી સાનંદ ભક્તિપૂર્વક હર્ષાયમાન થઈ તે વધામણી આપનારને અલ્પ પણ યથાશક્તિ દાન આપવું, એ જો કે ઉચિતદાન છે, પણ તેમાં રહેલો ભાવ જોતાં ઉત્કૃષ્ટ પ્રકારનું છે, અને પરમ પુણ્યદાયી છે. તેવી રીતે બીજા પ્રકાર સમજાશે. આમ ઉચિતદાન પણ આવશ્યક છે.

**પ્રસન્નચિત્તે દાન**

આપણે ઉચિત દાન આચરીએ છીએ, પણ તેમાંયે વિવેક અને મનની મોટાઈની જરૂર છે. દાન મનની મોટાઇ વિના થતું નથી, અને મનના સંકોચ વડે થએલું દાન યથાયોગ્ય પરિણામ આપતું નથી. જેમ મનની મીઠાશ વિના, પ્રસન્નતા વિના અન્ન કે ઔષધ જરતું નથી, તેમ જ દાનનું સમજવાનું છે. માટે ગમે તે પ્રકારનું દાન ભલે કરીએ, પણ તે મનના સંકોચ વિના થવું ઘટે છે; પ્રફુલ્લિતતાપૂર્વક થવું ઘટે છે; ભલે શક્તિ ઓછી હોય તો ઓછું અપાય, પણ તે અપાયલું પ્રસન્ન ચિત્ત વડે અપાયલું હોવું જોઈએ. ભાવ એ ધર્મનો ચોથો પ્રકાર કહેવાશે ત્યાં આ બાબત વિશેષ સમજાશે, પણ એ તો અવશ્ય ધ્યાનમાં આણવા જેવું છે, કે ભાવ વિના, પ્રફુલ્લિતતા વિના, મનની

પ્રસન્નતા વિના થયેલું કાર્ય દીપતું નથી, જરતું નથી, પરિણામ આપતું નથી, તેમજ દાનનું સમજવાનું છે.

**ખોટી દાનત**

અરે! આ ઉચિત દાન તો રહ્યું, પણ કોઈ કોઈ જીવો તો જે કામ બીજા પાસે કરાવેલ હોય તે બદલ તેને યથાયોગ્ય બદલો, પગાર આપતાં પણ સંકોચ પામે છે; અથવા દાનત ખોટી કરે છે. જોકે એ બદલો તો આપવો જ પડે છે, પણ વિના કારણ સંકોચ પામી અંતરાય બાંધે છે, અને ભાવ-દેણીયાત થાય છે. આવા જીવોને દાનવૃત્તિ સૂજે ક્યાંથી? અને સૂજે તો કેવી સૂજે? અને તેને દાનનું ફળ મળે કે નહિં એ વિચારવાનું છે. આમ ઉચિત દાન પણ સમજીને શકિત અનુસાર દેશકાળ અનુસાર ગૃહસ્થીએ કરવા યોગ્ય છે.

---

# ૫. કીર્તિદાન

**વ્યાખ્યા**

પાંચમું **કીર્તિદાન**—ભાટ, બંદી જનોને દાન આપવું, કે જેઓ ચોમેર કીર્તિ ગાઈ નામના અપાવે. અથવા પોતાનું નામ રાખવા, કીર્તિ પામવા, માન-પ્રતિષ્ઠા મેળવવા કોઇ કોઇ સખાવતનાં કામો કરી તે સાથે પોતાનું નામ જોડવું, અથવા કીર્તિ લોભની ખાતર દાન કરવું,-એ વગેરે

કીર્ત્તિદાનના ભેદ છે. જોકે આ દાનનો એક પ્રકાર છે, અને એ દાન પણ ઘણાઓને લાભનું કારણ હોવાથી જ્ઞાનીઓ એનો નિષેધ કરતા નથી, છતાં એ દાન કેવળ કનિષ્ઠ પ્રકારનું છે. આ કાળે દાન અલ્પ પણ રહ્યું હોય તો આ કનિષ્ઠ પ્રકારમાં આવી શમાયું છે.

**કનિષ્ઠ પ્રકારનું દાન અલ્પ ફળ ખાતર મહાન ફળ હારી જવા જેવું છે.**

જે દાન વડે જીવ અનંતી નિર્જરા કરી શકે અથવા પુણ્યરાશિ વધારી શકે, તેવા મહાન્ દાનમાંથી ફક્ત ચાર દહાડાની નામના જેવું અલ્પ ફળ પામી દાતાર સંતોષ પામે છે, એ એના સંતોષની બલિહારી છે! દાતારે સમજવું જોઇએ છે, કે જાર વાવતાં સાંઠા તો ઉગશે. સાંઠા ખાતર ઉગતી જારને હણી ન નાંખવી જોઇએ. તેમ સખાવતનાં કામ કરતાં અનંત પુણ્યરાશિરૂપ જાર મળશે, તેમાં ભેગાં કીર્ત્તિરૂપ સાંઠા પણ આવશે; પણ એકલા નામનારૂપ સાંઠા ખાતર અનંત પુણ્યરાશિરૂપ જારને હણી નાંખવી ના ઘટે. કીર્ત્તિની ખાતર કરેલું દાન કીર્ત્તિ જેટલું જ ફળ આપે છે; વધારે આપતું નથી. માટે જ્ઞાનીઓ એ દાનને કનિષ્ઠ પ્રકારનું કહે છે. જોકે એ દાનનો લાભ લેનારને તો ફાયદો છે; અને એથી દાન હોવાથી એ પ્રશંસવા, અનુમોદવા, મદદ આપવા યોગ્ય જ છે. જ્ઞાનીઓ એને દાનનો ભેદ પણ એટલા માટે ગણે છે. પણ દાનનો કરનારો તો કીર્ત્તિ ખાતર જ દાન કરતો હોવાથી એ કીર્ત્તિ પામી બીજું ફળ પામી શકતો નથી. ભાવના પ્રમાણે સિદ્ધિ મળે છે. કીર્ત્તિની અપેક્ષાએ

દાન કરનારને કીર્ત્તિ મળે છે; નિર્જરા ખાતર કરનારને નિર્જરા થાય છે; પુણ્ય ખાતર કરનારને પુણ્ય મળે છે. **ભાવ તેવું ફળ છે. પરિણામ પ્રમાણે બંધ છે.** માટે સારા સારા સખાવતનાં કામ કરનારા દાનેશ્વરીઓએ કેવળ કીર્ત્તિ ખાતર સખાવત કર્ત્તવ્ય નથી. સખાવત ન કરતા હોય, તે કરતાં આ કરનારાઓની બલિહારી છે. આ કાળે કીર્ત્તિ ખાતર પણ દાન કરી લોભ કષાય મંદ પાડે એવા ઓછા જણાશે. પણ આપણે ઈચ્છશું કે નામના કરતાં પોતાના અને બીજાનાં કલ્યાણ ખાતર એઓ દાન કરે તો બહુ કલ્યાણકારી છે. કલ્યાણ ખાતર એ દાન થતું હશે, તો હિત અહિતનો વિવેક રહેશે; અને એ દાન નભશે; અને કીર્ત્તિ ખાતર થતું હશે, તો હિત અહિતનો જોઇતો વિવેક નહિં રહે, ગમે તે દ્વારે, સારે કે માઠે, કીર્ત્તિ મળો એ લાલસા હશે, એથી એ દાન દૂષિત થશે, અને કીર્ત્તિ મળ્યા પછી એ ઝાંખું થઈ લાંબો વખત નહિં ટકે. પરમાર્થના કામ અને કીર્ત્તિને પ્રાય: આડવેર હોય છે. નામનાની ખાતર થતી સખાવતમાં બહુધા પરમાર્થ જળવાતો નથી; જળવાય તો તે ઘણો જ અલ્પ; અને તેને ટેકવનાર કીર્ત્તિની આશા હોય ત્યાં સુધી એ ટકે; એ આશા દૂર થયે, એ ટેકો દૂર થયે, એ પરમાર્થ પણ પડી ભાંગે.

**પરમાર્થે દાન કર્ત્તવ્ય**

માટે દાનવીરોએ કીર્ત્તિ ખાતર દાન કરવાનો ઓછો લક્ષ રાખી **પરમાર્થ ખાતર દાન કર્ત્તવ્ય છે.**

બંદિજનો આદિ પાસે કીર્ત્તિ ગવડાવી દાન આપવાથી

અથવા બીજા પ્રકારે દાન કરી કીર્ત્તિ–પ્રતિષ્ઠા પામવાથી એક લાભ સંભવે છે, તે એ કે કીર્ત્તિનો

**એક લાભ**

લોપ ન થાય, મળેલી પ્રતિષ્ઠામાં હાનિ ન પહોંચે, એ કાયમ રહે, એ ભય અને ચીવટથી દાતાર હમેશ દાન તરફ લક્ષ રાખે છે. આમ દાન કરવાથી પણ લાભ છે. એથી પણ થોડા થોડા મોડા મોડા પણ અંતરાય ત્રૂટી જીવને સદ્વિચાર આવશે. અને એ જ દાતાર પરમાર્થ ખાતર પણ દાન કરતાં શીખશે; માટે છતી શક્તિએ લોભવૃત્તિ સેવી દાન નહિં કરનાર કરતાં આવો કીર્ત્તિની ખાતર દાન કરનાર ઘણે દરજ્જે સારો છે. આથી પણ પુણ્ય પામી તે શુભ ગતિ પામે છે; એવો દાનનો મહિમા છે.

---

# ઉપસંહાર

આમ પાંચ પ્રકારનાં દાન કહેવાયાં. એ બધાં ધર્મના પ્રકાર છે. તેમાં પણ ઉત્તમ, મધ્યમ,

**ત્રણ પ્રકાર**

કનિષ્ઠ પ્રકાર છે.

૧. **ઉત્તમ**—(૧) અભયદાન. (૨) સુપાત્રદાન.

૨. **મધ્યમ**—(૧) અનુકંપાદાન.

૩. **કનિષ્ઠ**—(૧) ઉચિતદાન. (૨) કીર્ત્તિદાન.

આવો એનો ભેદ છે. બધાંથી પુણ્ય થાય છે.

ફળભેદ

બધાથી શુભ ગતિ પમાય છે. પ્રથમ એથી પરમ નિર્જરા થાય છે. મોક્ષની નિકટના આણનાર એ દાન છે. મધ્યમથી કનિષ્ઠ કરતાં ઘણી ઘણી વધારે પુણ્યરાશિ પમાય છે, અને નિર્જરા પણ થાય છે. પણ કનિષ્ઠથી નિર્જરાનો સંભવ નથી. પુણ્ય પમાય છે. પણ માન આદિ સેવવાનાં કારણથી એ પુણ્ય પણ જો કે વૈભવવાળી ગતિ આપે છે, છતાં જીવ ધર્મ હારી જઇ પરિણામે કદાચ સંસારમાં રઝળે પણ છે. માટે જ્ઞાનીઓ ઉત્તમ, મધ્યમ પ્રકારનાં દાન ઉપર ભાર મૂકે છે. અને કનિષ્ઠ પ્રકારની એના જેવી ભલામણ નથી કરતા. જો કે એ કનિષ્ઠ પ્રકારના દાનનો નિષેધ તો નથી જ કરતા.

**દાન-ધર્મનો પ્રકાર**

આમ વિચારી જીવે દાન ભણી વળવું ઘટે છે. દાન એ ધર્મનો એક પ્રકાર છે. જીવને દુર્ગતિમાંથી પડતો બચાવે તે વ્યવહાર ધર્મનો અર્થ થાય છે. દાન પણ જીવને દુર્ગતિમાંથી પડતો બચાવી શુભ ગતિ પમાડે છે. માટે એને ધર્મ કહ્યો છે.

ત્યારે દાનનો **સમુચ્ચયાર્થ** શું થયો ? આપણે એ ફરીથી નોંધ લઇએ.

આપણને પ્રાપ્ત થએલ શક્તિ કે શક્તિઓનો, મન, તન, ધન, વચન એ વગેરેનો, બધીનો કે એક કે વધારે ઓછીનો, યથાશક્તિ લાભ, કાંઈ પણ

**દાનનો સમુચ્ચયાર્થ** આશા—ઇચ્છા—સ્પૃહા વિના, કેવળ દાન ખાતર, પરમાર્થ ખાતર, આપણા આત્મા તથા પરાત્માના હિત ખાતર, જેને એ શક્તિના લાભનો ખપ હોય, જરૂર હોય તેવા યોગ્ય જીવને, વિવેકપૂર્વક લાભ આપવો એનું નામ દાન.

દાનનું આવું સ્વરૂપ વિચારી તે પ્રમાણે દાન કરવાથી તે બહુ બહુ વિશુદ્ધ થાય છે. આપણે વિશુદ્ધ દાનનો અવશ્ય ઉપયોગ રાખવો યોગ્ય છે. આપણે દાનનું જે સ્વરૂપ વિવરીને વિચાર્યું તેનાં કેટલાંક જાણવા જેવાં ભૂષણ-દૂષણ વિચારી, હવે આપણે એ દાનના વિષયને બંધ કરી, ધર્મના બીજા ભેદ શીલ* ઉપર આવીએ.

**દાનનાં ભૂષણ**

**દાનનાં ભૂષણો**—(૧) ન્યાયોપાર્જિત દ્રવ્ય વડે કરેલું દાન ફળદાયી છે. નરસી ચીજનું પરિણામ નરસું હોય; તેમ અન્યાય વિત્તથી દાનનું શાસ્ત્રોક્ત ફળ ન મળે. લીંબોળી વાવ્યે આંબો ન થાય.

(૨) ન્યાયપૂર્વક પોતાની શક્તિ વડે, પોતાના બળ વડે, પોતાના પુણ્ય વડે ઉપાર્જેલી ઋદ્ધિ વડે કરેલું દાન ફળદાયી છે.

(૩) વિવેક વડે દાન શોભે છે. પાત્રાપાત્ર, યોગ્યાયોગ્ય, હિતાહિતનો વિચાર દાતાએ કર્ત્તવ્ય છે.

---

* આ **શીલધર્મ**નો લેખ અપૂર્ણ—પ્રારંભમાત્ર લખાયેલો ઉપલબ્ધ હોઈ, પાછળ પરિશિષ્ટમાં મૂકયો છે.

**—ભગવાનદાસ.**

(૪) ચિત્તની પ્રસન્નતાપૂર્વક આપેલું દાન શોભે છે; પરિણમે છે. સંકોચવાળા મનથી કરેલું દાન સંકોચાયલાં ફળને આપે છે.

(૫) દાન ગુપ્ત કર્ત્તવ્ય છે. જમણા હાથે કરેલું દાન ડાબો હાથ ન જાણે એમ કર્ત્તવ્ય છે. ગુપ્ત દાનનો અદ્ભુત ચમત્કાર છે.

(૬) દાન ખાતર દાન કર્ત્તવ્ય છે. આશા–સ્પૃહા–ઈચ્છા–વાસના ખાતર દાન કરવા યોગ્ય નથી. નિષ્કામ વૃત્તિએ કરેલું દાન બહુ ફાલી ફુલી નીકળે છે.

દાનનાં આ બધાં ભૂષણો દાનેશ્વરીએ કંઠમાં ધરી દાન અવશ્ય કર્ત્તવ્ય છે.

**દાનનાં દૂષણો**—(૧) અન્યાય વડે ધન ઉપાર્જી દાન કર્ત્તવ્ય નથી; અર્થાત્ જીવે એમ ન વિચારવું કે ગમે તેમ કરી પૈસા તો ભેગા કરીએ; પછી દાન કરશું. આમ કરવું એ વાધરી ખાતર ભેંસ મારવા જેવું છે. માટે એવી ભ્રમણાએ નહિં રહેવું.

**દાનનાં દૂષણ**

(૨) દાન કરીને તે ગાઈ બતાવવું નહિ.

(૩) જેને દાન આપ્યું હોય તેને ઓશિયાળો ન રાખવો.

(૪) દાન કરનારા કરતાં કહેનારા ઘણા છે. આ એક મ્હોટું દૂષણ છે. દાન કરી બતાવવું જોઇએ, અને પછી એની વાતો કરવી જોઇએ. ખોટી કલ્પના ફળ નથી આપતી.

(૫) અપ્રસન્ન ચિત્તે દાન કર્ત્તવ્ય નથી. પ્રફુલ્લિત પ્રમોદભાવ આણવો યોગ્ય છે.

(૬) વાસના રાખી દાન કર્ત્તવ્ય નથી.

(૭) આમળો રાખી દાન કર્ત્તવ્ય નથી. જો હું કેવું દાન કરૂં છું? તેં શું કર્યું? આમ કરવાથી દાનનું ફળ હારી જવાય છે.

(૮) અહંકાર–મદ આણવો ઉચિત નથી.

(૯) ઈર્ષ્યા કરવી ઉચિત નથી. કોઈ દાન કરે તે દેખી બળી જવું એ મહા પાપ છે. તેની દેખાદેખીથી ઇર્ષ્યામાં આવી દાન કર્ત્તવ્ય નથી. એથી દાનનું ફળ હારી જવાય છે. એ કષાય સેવવારૂપ છે. દાનના પરિણામ નથી. દાનના પરિણામથી આપેલું દાન પરિણામ આપે છે.

આ વગેરે દાન કરવામાં, તેના ફળમાં અંતરાયરૂપ દૂષણો છે, તે આપણે વિવેક વિચારે અવશ્ય ટાળવા યોગ્ય છે; ટાળવા આવશ્યક છે. દાન કરવું, કરાવવું, કરતાને દેખી અનુમોદન કરવું એ દાનનું પરમ સાર્થક છે. આવા દુર્ગતિથી બચાવનાર પરમ સાધનરૂપ દાનનો આપણને બધાને આશ્રય હો! ૐ શાંતિઃ



# ૧. જ્ઞાનાચાર

**ઉદ્દેશ**

જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જીવે કેમ વર્ત્તવું એ સંબંધી કેટલીક ઉપયોગી શિક્ષાઓ અર્હત્ ભગવાન આપણા હિત માટે પ્રકાશી ગયા છે. એ શિક્ષા આચરતાં આપણને જ્ઞાન શીઘ્ર પ્રાપ્ત થાય છે.

**કાળ**

૧. જ્ઞાન વાંચવા, વિચારવાનો, અન્ય પાસેથી ગ્રહણ કરવાનો કાળ નક્કી કરી રાખવો જોઇએ, અને પછી નિયમપૂર્વક તે જ કાળે વાંચવા, વિચારવા આદિનું રાખવું. જ્ઞાનગ્રહણમાં ખલેલ પહોંચાડે, અથવા એ કાળે બીજી ઉપાધિ આવી પડે એવો એ વખત ન રાખવો. સવારનો, બપોરનો કે રાત્રીનો સંધ્યાકાળ વર્જવો. પ્રાતઃકાળનું બ્રાહ્મ મુહૂર્ત્ત બહુ સારૂં છે. યથાયોગ્ય ઠેરવેલે કાળે નિયમપૂર્વક જ્ઞાન લેવાથી તે શીઘ્ર અને શુદ્ધ મળે છે. આ પ્રથમ **કાલાચાર.**

૨. **વિનયાચાર**—જેની પાસેથી જ્ઞાન લેવું હોય, તેની સેવા કરવી; તેના ગુણના રાગી થવું; તેની સમીપે સુવિનીત

નમ્ર થઈ બેસવું. આથી આપણામાં
**વિનય** એ જ્ઞાન ગુણ આવે, આમ જ્ઞાનીનો
વિનય કરવો એ બીજો વિનયાચાર.

૩. **બહુમાનાચાર**—જેની પાસેથી અથવા જેમાંથી જ્ઞાન મેળવવું હોય તે જ્ઞાની, જ્ઞાનની ભક્તિ કરવી, તેના પ્રતિ ઉલ્લાસ આણવો, તેનું બહુમાન
**બહુમાન** કરવું, તેના ગુણ ગાવા, એ વગેરેથી આપણો જ્ઞાન ગુણ ઉજ્જ્વળ થાય છે. આમ જ્ઞાનોપકરણ, તથા જ્ઞાનીનું બહુમાન કરવું એ ત્રીજો બહુમાનાચાર.

૪. **ઉપધાનાચાર**—જ્ઞાન પ્રાપ્તિ માટે યોગ, ઉપધાન આચરવાં, એટલે કે સદ્‌ગુરુ સમીપે, ઇંદ્રિયોને તથા મનને કાબુમાં રાખી કર્મમળનાશક વિધવિધ
**ઉપધાન** તપશ્ચર્યા કરવી. જ્ઞાન પ્રાપ્તિના નિમિત્તે વિષયવિમુખ થઈ તપશ્ચર્યા કરવાથી જ્ઞાન શીઘ્ર સાંપડે છે, એ ચોથો ઉપધાનાચાર.

૫. **અનિન્હવાચાર**—જેની પાસેથી આપણને ગુણ કે જ્ઞાન પ્રાપ્ત થયાં હોય, તેનો ગુણ કે ઉપકાર ઓળવવો નહિં; ઢાંકવો નહિં; તે તે ગુણ માટે
**અનિન્હવ** તે તે પુરુષનો ઉપકાર માનવો, ગુણ જાણવો. પણ કોઈ પણ કારણે એ ગુણ છુપાવવો નહિં એ અનિન્હવાચાર. આપણને જેનાથી ગુણ થાય, તેનો ગુણ ઓળવવાથી ગુરુદ્રોહ થાય છે, જે મહા આવરણ અને અજ્ઞાનતાનું કારણ છે.

૬. **વ્યંજનાચાર**—જે શબ્દ જેમ હોય તેમ તે પ્રકારે હળવો, ભારે, હ્રસ્વ, દીર્ઘ, આદિ લક્ષ રાખી ઉચ્ચારવો, જાણવો, કેમકે તેમ નહિં કરવાથી અર્થનો અનર્થ થાય છે. જે પણ આવરણનું કારણ છે. જેમકે શ નો સ ઉચ્ચારવાથી અર્થાંતર થઈ જાય છે. e. g. સકૃત્ = એકવાર, શકૃત્ = લીંડું, ઈત્યાદિ. માટે ઉપયોગ રાખી શબ્દનો બરાબર ઉચ્ચાર કરવો એ વ્યંજનાચાર.

**વ્યંજન**

૭. **અર્થાચાર**—જે વખતે શબ્દ ઉચ્ચારતા હોઈએ, તે વખતે તેનો અર્થ પણ ધ્યાનમાં રાખવો. આથી જ્ઞાન શુદ્ધ થાય છે. જેમ શબ્દ શુદ્ધ ઉચ્ચારવો તેમ અર્થ પણ બરાબર ધારવો. આ અર્થાચાર.

**અર્થ**

૮. **તદુભયાચાર**—એટલે વ્યંજન અને અર્થ બંનેના આચાર. એટલે જે સમયે જે પ્રસંગે જે વાક્ય કે શબ્દો ઉચ્ચાર્યા હોય, તેજ સમય પ્રસંગને અનુસરી અર્થ ગ્રહણ કરવા. અથવા જે અર્થ કહેવા ધારતા હઈએ, તેને જ લગતા શબ્દો તેજ ભાવમાં તેવી જ ઢબમાં ઉચ્ચારવા. આ વ્યંજનાર્થાચાર. જેમકે **નવ કંબલ લાવ.** આમાં બે અર્થ રહેલા છે. માટે મર્મમાં વાત ન રાખતાં તે સ્ફુટ રાખવી. નવ એટલે નવ, અને નવ એટલે નવી. વિશુદ્ધપણે આ આચારે વર્ત્તતાં જ્ઞાનગુણ દીપી નીકળે છે, વૃદ્ધિ પામે છે, વિકાસ પામે છે, શીઘ્ર મળે છે.

**વ્યંજનાર્થ**

જ્ઞાનીઓ એ આચાર આચરી કદી નાશ ન પામે એવું જ્ઞાન પામે છે. આપણે પણ એમ વર્ત્તીએ તો અવશ્ય જ્ઞાન પામીએ.

---

## ૨. દર્શનાચાર

અગાઉ જ્ઞાનાચારના સંબંધમાં કહ્યું કે આવી આવી રીતે વર્ત્તવાથી જ્ઞાન સુલભ થાય છે, તેમ જ દર્શન શીઘ્ર પ્રાપ્ત થાય, તે વિકાસ પામે અને નિર્મળ થાય, એવા પ્રકારનાં કેટલાંક ઉત્તમ આચરણુનો શ્રી જિનેશ્વર ભગવાને બોધ કર્યો છે. તે બોધ અવશ્ય આપણે ધ્યાનમાં રાખવા જેવો છે. તે પ્રમાણે વર્ત્તતાં પરમ હિત થાય છે.

**ઉદ્દેશ**

૧. **નિઃશંકતાચાર**—શ્રી જિનેશ્વર ભગવાન વસ્તુના, જીવાજીવના, લોકાલોકના જે જે ભાવો પ્રકાશી ગયા છે, તે બધા યથાતથ્ય તેમ જ છે, એવા પ્રકારની ચિત્તમાં દૃઢતા રાખવી એને નિઃશંકતા આચાર કહે છે. આપણને આપણા કર્માવરણુ યોગે એ વાતો અનુભવગોચર ન થાય, પણ તેઓએ તો પોતાના જ્ઞાન તથા અનુભવબળે જે જે ભાવ જેવા જાણ્યા, જોયા, અનુભવ્યા, તે તે બધા તે પ્રકારે પ્રકાશ્યા છે. તેમાં કિંચિત્ ભિન્નભાવ કે વિરોધ નથી. નિરાગી હોવાથી મૃષા બોલે નહિં; અને સર્વજ્ઞ હોવાથી અજાણતાં

**નિઃશંકતા**

પણ તેઓથી મૃષા બોલાઈ જવાય નહિ. આમ એઓનાં વચનો મૃષા હોવાનું લેશમાત્ર પ્રયોજન નથી. એઓએ પ્રકાશ્યું છે, કે આત્મા છે, તે નિત્ય છે, તે કર્મનો કર્ત્તા છે, તે કર્મનો ભોક્તા છે, તેનો મોક્ષ છે, અને જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ એ મોક્ષનાં સાધન પણ છે. વળી પ્રત્યેક આત્મા જૂદા છે, તે બધા દેહથી ન્યારા છે; દેહ એ પુદ્ગલ છે, દેહનો વધવા, ગળવાનો, નાશ પામવાનો સ્વભાવ છે, દેહ વિનાશી છે, દેહ રૂપી છે, આત્મા અખંડ અવિનાશી, અરૂપી જ્ઞાન દર્શનાદિ ગુણવાળો છે. આમ જે જે ભાવ પરમાત્મા પોતાની જ્ઞાનદૃષ્ટિએ દર્શાવી ગયા છે, તે બધા તેમ જ છે. તેમાં મારે શંકા કરવાનું કાંઈ કારણ નથી; કદાચ મારા અજ્ઞાને કરીને મને એ ભાવો યથાર્થ ન સમજાય, તેથી તે ભાવો ખોટા છે, એમ તો નથી જ. આ પ્રકારે વિચારી જિનવચન પ્રતિ દૃઢ શ્રદ્ધા રાખવી તે પ્રથમ નિઃશંકતા આચાર. આવા પ્રકારનાં વર્ત્તનથી જીવનો સમ્યકત્વ ગુણ ઉદય પામે છે, નિર્મળ થાય છે, વિકાસ પામે છે. માટે શ્રી સર્વજ્ઞ વીતરાગ પરમાત્માનાં વચનો પર અડગ આસ્થા રાખવી.

નિઃકાંક્ષા

૨. નિઃકાંક્ષાચાર—જીવ કર્મ ક્ષય કરી વધી વધીને વધે, તો શ્રી અરિહંત પરમાત્મા જેવો થાય; સર્વજ્ઞ વીતરાગ થાય, એથી તો વધે નહિ જ. આમ સદ્દેવમાં ટોચરૂપ શ્રી અરિહંતદેવ છે. તેને મૂકી કોઇ સરાગી દેવાદિના ચમત્કાર, વિદ્યાસિદ્ધિ આદિ દેખી તે પ્રતિ વ્યામોહ પામવો એ સમ્યકત્વને મલિન કરવાવાળું છે. એ પ્રકારે દર્શનને

દૂષિત ન થવા દેવું, પણ જીવે વિચારવું, કે શ્રી જિનેશ્વર ભગવાને તો આત્માની અનંત શક્તિ કહી છે; તેઓ પોતે અનંત વ્યક્ત શકિતના ધણી છે; આપણે પણ એ આપણી શકિત પ્રગટ કરી શકીએ; એ શકિતનો પ્રભાવ તો એટલો છે, કે લોકનો અલોક કે અલોકનો લોક પણ કરી શકે. એથી મ્હોટો કયો ચમત્કાર કહેવાય? પણ મુકત જીવનો વાસ્તવિક રીતે એવા પ્રકારનો સક્રિય સ્વભાવ નથી. નિરાગીને એવા ચમત્કારો કરી બતાવવાનું કશું પ્રયોજન નથી. સરાગી દેવતાદિક એવા ચમત્કાર બતાવે તો તેથી આપણે મોહ પામવાનું કશું કારણ નથી. એ પૌદ્ગલિક તમાસા છે. આત્મહિતૈષી જીવે એમાં રાચવું ઘટે નહિં. વળી કોઇ વિદ્યાસિદ્ધિવાળો મંત્ર, તંત્ર, ઔષધાદિ વડે આપણને રોગાદિ મટાડવામાં, અથવા ધન, પુત્રાદિ પ્રાપ્તિમાં નિમિત્તરૂપ થાય, તો તેથી તે ઉપર મોહ પામી, દૃષ્ટિરાગી થઇ, સર્વજ્ઞ વીતરાગ અરિહંત દેવ ભણીથી પતિત થવું ન ઘટે. જીવે ત્યાં વિચારવું ઘટે કે રોગ મટવો, કે ધન પ્રાપ્તિ થવી, કે પુત્રાદિ સંતતિ પામવાં એ પૂર્વ કર્મને આધીન છે. પ્રારબ્ધમાં ન હોય તો એ સરાગી દેવતાદિની વિદ્યા, તંત્ર, મંત્ર, પ્રસન્નતા કાંઈ કામ ન કરી શકે. વિદ્યા, મંત્ર, તંત્રાદિના ચમત્કારથી તો જીવને પડવાનું કારણ થાય છે, એ સરાગી દેવતાદિના ખ્યાલમાં નથી હોતું. વીતરાગ અરિહંતની એથી અનંતગણી શકિત છે, પણ તેનો તેઓ જીવને પડવાનાં કારણ થાય એવારૂપે કદી ઉપયોગ કરતા નથી. ઘણા લબ્ધિ–સિદ્ધિના ધરવાવાળા આત્માર્થી નિર્ગ્રંથો

છે,–તેઓ કદી એવા પ્રકારે શકિતનો ઉપયોગ કરે નહિ. તેઓ તો જીવો જે પ્રકારે ચડે, માર્ગ પામે, કર્મથી છૂટે, દુઃખથી છૂટે, ભ્રમણથી વિરમે,–એવા જ પ્રકારે પોતાની શક્તિનો ઉપયોગ કરી રહ્યા છે. ધન–પુત્ર આદિ પ્રાપ્તિ, રોગ મટવો–એ વગેરે કેવળ પુદ્ગલ સંબંધી છે; આત્મા સંબંધી એમાં કશું નથી. શ્રી જિનેશ્વર ભગવાન તો સર્વથા આત્મા સંબંધી બોધ કરી ગયા છે. આ સરાગીના ચમત્કાર તો પુદ્ગલજાળ વધારી, ઉલટા ભવભ્રમણમાં નાંખનાર છે, માટે તેમાં મારે વ્યામોહ પામી, શ્રી પરમ વીતરાગના પરમ હિતરૂપ માર્ગથી ઓસરવું, ડગવું, પડવું, ન ઘટે, આવા પ્રકારે વિચારી વર્ત્તવું તેનું નામ નિઃકાક્ષા આચાર. આત્માર્થીએ કેવળ નિઃકાંક્ષા આદરવી યોગ્ય છે. આથી દર્શન બહુ શુદ્ધ થાય છે.

**નિર્વિતિગિચ્છા જુગુપ્સા**

૩. **નિર્વિતિગિચ્છાચાર**—જીવે ધર્મના ફળમાં લેશ માત્ર સંદેહ કરવો યોગ્ય નથી. ધર્મથી જીવો દુર્ગતિમાં પડતા ચોક્કસ બચે છે. ધર્મ કેવળ સુખનું સાધન છે. ધર્મનો આવો પ્રભાવ છતાં કવચિત્ આપણે તપશ્ચર્યા, દાન, બ્રહ્મચર્ય આદિ આચરતા હોઇએ, અને છતાં દુઃખી, દરિદ્રી, રોગી હોઇએ, અને બીજા કોઇ જીવો વિષય–કષાય આસકત હોય, વ્યભિચારાદિ દુર્વ્યસનવાળા છતાં સુખી, પૈસાવાળા, નિરોગી દેખાતા હોય, તો તેથી ધર્મનું ફળ નથી એમ વિચારવું ન ઘટે. અથવા ધર્મનું ફળ હશે કે નહિ, હું ધર્મ કરૂં છું છતાં દુઃખી છું, આ

અધર્મ સેવે છે છતાં સુખી છે,–તો ધર્મનું ફળ હશે કે નહિં, એવા પ્રકારની જરાયે શંકા કરવી ઘટે નહિં. જીવે તે વેળે પોતાનાં પૂર્વ પ્રારબ્ધ વિચારવાં ઘટે; પોતે દુઃખી, દરિદ્રી, રોગી છે, તે કેવળ પૂર્વના કર્મનાં ફળ છે; તે કર્મ ભોગવાઈ ગયે તે તે દુઃખ, રોગ, દારિદ્ર આદિ સ્વયમેવ દૂર થશે. બીજા અધર્મ આચરતાં છતાં સુખી દેખાય છે, તે પણ પોતાનાં પૂર્વિત કર્મનાં ફળ ભોગવે છે; એ કર્મ ભોગવાઈ ગયે તેના દેખાતાં સુખ દૂર થશે, અને અધર્મના માઠા વિપાક તેને ભોગવવાં પડશે. તીર્થંકર ભગવાન્ શ્રી મહાવીર જેવા પરમ ધર્માત્માને અસહ્ય દુઃખ પડયાં, તે કેવળ પૂર્વનાં કર્મ. શ્રી ઋષભદેવ ભગવાન જેવા ત્રિલોકના નાથને વરસ દિવસ સુધી આહાર વસ્તુ ન મળી, એ પૂર્વનાં કર્મ. તો પછી મને પણ મારા પૂર્વ કર્મ કેમ છોડે? ધર્મ તો પરમ હિતરૂપ, તારનાર, દુર્ગતિથી બચાવનાર છે. આ પ્રકારે ધર્મમાં દૃઢ આસ્થા રાખવી તેનું નામ નિર્વિતિગિચ્છા આચાર.

અથવા–નિર્વિતિગિચ્છા એટલે દુગંચ્છા ન આણવી, સૂગ ન આણવી તે. સાધુ, સંત, સાધ્વી, મહાત્મા આદિનાં મલિન વસ્ત્ર, વેષ, શરીરાદિ જોઈ ચિત્તમાં સૂગ આણવી, ગ્લાનિ પામવી એ દુગંચ્છા. જીવે શૌચાશૌચનું વાસ્તવિક સ્વરૂપ વિચારવું ઘટે. જેથી સૂગ ન ઉપજે, એવો ખરો પવિત્ર, શુચિ પદાર્થ તો આત્મા છે. આ મારો જ દેહ પરમ અશુચિનું સ્થાન છે, બ્હાર ત્વચાથી ઢંકાયેલ છે. બાકી અંદર જોઇએ, અથવા ત્વચા ઉતારી જોઇએ તો

ખબર પડે, કે કેવી સૂગ ઉપજાવે, ચિતરી ચડાવે, એવા લોહી, હાડ, ચામ, માંસ, પરૂ, વીર્ય, મળ, મૂત્ર આદિ અશુચિનું એ ભાજન છે. આ મારો દેહ જ આવી અપવિત્રતાનું ભાજન છે, તો આ પવિત્ર મહાત્માઓ જેઓ દેહ પરથી રાગ છોડી આત્માર્થ સાધવામાં ઉદ્યુક્ત છે, તેઓનાં મલમલિન ગાત્રથી હું સૂગ પામું છું, તે મને ધિક્કાર છે; એ મને બીલકુલ છાજતું નથી. પવિત્ર તો એક આત્મા જ છે. બાકી આ દેહ, વસ્ત્રાદિ સહેજે મલિન થયાં કરે છે. આ મારો જ દેહ દુર્ગંધ, દૌર્ગંધિક પદાર્થનો ભરેલો છે, તો હું બીજાથી કેમ સૂગ પામું? મારે એમ કરવું કેમ ઘટે? પગ બળતી નથી જોતો અને જગ બળતી જોવા જઉં છું, એ તો કેવળ અન્યાય છે. આમ વિચારી જીવને દુગંચ્છામાંથી અટકાવવો એ નિર્વિતિગિચ્છા. અથવા કોઈ જીવની કાયા રોગાદિ યોગે દુર્ગંધીમય સૂગ ઉપજાવે એવી થઈ ગઈ હોય, અને આપણી કાયા દેખીને આંખ ઠરે એવી સુગંધમય હોય, તો પણ ત્યાં આપણી કાયાથી મોહ પામી ગર્વ આણી, પેલી કાયાથી સૂગાવું ન ઘટે. એ પણ કર્મના ચમત્કાર છે. પૂર્વ કર્મ યોગે આપણને સારી સુશોભિત સુગંધી કાયા મળી, બીજાને પૂર્વ કર્મ યોગે રોગી કાયા મળી. તે જ આ મારી કાયા, જેને માટે હું આટલું ગુમાન રાખું છું, તે **સનત્કુમાર ચક્રવર્ત્તીની** કાયા પેઠે, શુભ કર્મ ક્ષીણ થયે, કોને ખબર છે, રોગગ્રસ્ત થશે. આ મારી સુંદર કાયા અને આ બીજાની સૂગકારક કાયા બંને રોગ અને અશુચિનું ભાજન છે. મારી કાયામાં અશુચિ રોગ

આદિ સત્તારૂપે છે; આ બીજાની કાયામાં વ્યક્ત થએલ છે. આ બીજાની કાયા પણ કદાચ પૂર્વ કર્મ ક્ષીણ થયે, પાછી નિરોગી થઈ સુંદર થઇ જશે. આમ આ કર્મનાં ચમત્કાર છે,–એમ વિચારી મારે દુગંચ્છા કરવી ન ઘટે. આ પ્રકારે વિચારી વર્તવું તેનું નામ નિર્વિતિગિચ્છા આચાર. આ આચારે વર્તવાથી દર્શન અતિ નિર્મળ થાય છે.

૪. **અમૂઢદષ્ટિ આચાર**—જીવે પોતાની દૃષ્ટિ વ્યામોહ પામવા ન દેવી. જેમ જે સ્થળે જે સમયે યોગ્ય હોય, તેમ તે સમયે તે સ્થળે આચરવું. સમય, સ્થળ, દ્રવ્ય, દેશ, કાળ, ભાવ વિચારી વર્ત્તન રાખવું, મૂઢ ન થવું, એનું નામ અમૂઢદૃષ્ટિ. સમયજ્ઞ–સમયના જાણ પુરુષો પ્રકાશી ગયા છે, કે જીવે સામાચારી જેથી સામ્યભાવ પ્રગટે તે પ્રમાણે, અથવા સમાચારી, સમયાચારી પ્રમાણે વર્ત્તવું; અર્થાત્–

અમૂઢદષ્ટિ

"જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થીજન એહ."

**આત્મસિદ્ધિ—શ્રીમદ્રાજચંદ્ર.**

સમયનું સિદ્ધાંતનું, આગમનું, સમયના જાણ પુરુષોએ બોધેલું, સમાચારીનું, સમયાચારનું આ રહસ્ય છે, તત્ત્વ છે, તેમાં જીવે વિચક્ષણ થવું, મૂઢ ન થવું આ અમૂઢદૃષ્ટિ. અથવા શ્રી જિનેશ્વર ભગવાને જે જે તત્ત્વાવબોધ કર્યો છે, તે તે ગ્રહણ કરવામાં જીવે મોહ–પ્રમાદ છાંડી દેવો, મૂઢતા ત્યાગવી, ચતુરાઇ, હોંશીયારી, સાવધાનતા, એકાગ્રતા, વિચક્ષણતા રાખવી એનું નામ અમૂઢદૃષ્ટિ. અથવા કાચ તે કાચ અને

હીરો તે હીરો, એ પ્રમાણે સારાં નરસાંની, સાચા ખોટાની ઉત્તમ–મધ્યમ–કનિષ્ઠની પરીક્ષામાં નિપુણ થવું, તે અમૂઢદૃષ્ટિ.

"વેષ દેખી નહિ ભૂલવું, ઓળખવો આચાર,
બુડયા તે નહિ તારશે, તારશે તારણહાર."

વેષથી કે પ્રપંચથી, કે છળથી, કે ચમત્કારથી વ્યામોહ ન પામવો, કળે કરી પરીક્ષા કરી લેવી. નિરાગી તે નિરાગી અને સરાગી તે સરાગી. નિરાગી તે અમૂલ્ય હીરો, સરાગી તે કાચ. તો સરાગીના, કાચરૂપના, અલ્પ ક્ષમાદિક ગુણ દેખી, અથવા ચમત્કાર દેખી આપણી દૃષ્ટિને ત્યાં થંભાવી દેવી ન ઘટે, વ્યામોહ પમાડવી ન ઘટે, કૂપમંડૂકન્યાય આચરવો ન ઘટે. નિરાગીના, અમૂલ્ય હીરારૂપના, ચમત્કાર કે અનુપમ ક્ષમાદિક ગુણ આગળ આ ચમત્કારો કે અલ્પ ક્ષમાદિક કંઈજ નથી. એ આદિ પ્રકારે વિચારવું તેનું નામ અમૂઢદૃષ્ટિ.

આમ વિચક્ષણ થવાથી, ઝવેરી થવાથી, જીવની દૃષ્ટિ મૂઢતા ત્યજે છે,–એથી દર્શન ગુણ બહુ ઉજ્જવલ થાય છે. આ અમૂઢદૃષ્ટિ આચારનું રહસ્ય સમજી એ પ્રમાણે વર્ત્તતાં આપણને અનુપમ લાભ મળશે.

૫. **ઉપબૃંહક ગુણ આચાર**, અથવા પરગુણ પ્રકાશાચાર–અગાઉ કહ્યું કે સરાગીના અલ્પ ક્ષમાદિક ગુણ દેખી વ્યામોહ ન પામવો, એ અમૂઢદૃષ્ટિ આચાર. ખરેખર, એમ વ્યામોહ પામી દૃષ્ટિને થંભાવી ન દેવી. ક્ષમાદિ ગુણો તો જેટલા વિકસે તેટલા ઓછા છે, જ્ઞાન જેટલું મળે તેટલું ઓછું છે. જ્ઞાન તો

**ઉપબૃંહણ**

અનંત છે, એટલે અલ્પજ્ઞાનવાળાને કે ક્ષમાવાળાને દેખી જ્ઞાન આટલુંજ હોય વા ક્ષમાદિ આટલાં જ હોય એવો નિર્ધાર કરી દૃષ્ટિ થંભાવવી ન ઘટે, મૂઢ થવું ન ઘટે; જેનો જેવો પુરુષાર્થ અને જેવી શક્તિ. પણ એથી એમ સમજવાનું નથી કે એ અલ્પજ્ઞાનાદિક ગુણ કે ક્ષમાદિ જોઈ રાજી ન થવું, કે તેની અનુમોદના ન કરવી, કે તેને પ્રકાશવા નહિ. પારકો અલ્પ પણ ગુણ જોઇ ચિત્તને રાજી પમાડી તેનો પ્રકાશ કરવો, એ ગુણની અનુમોદના કરવી. પારકા ગુણના અનુમોદનથી, પરગુણ પ્રકાશથી આપણા ગુણ વધે છે.

**" परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं ।**
**निजहृदि विकसंतः संति संतः कियंतः ॥ "—भर्तृहरि.**

તેમજ જે જે સમ્યગ્દૃષ્ટિ જીવો હોય તે બધાંની અનુમોદના કરવી. તેઓના ગુણ ઢાંકવા નહિં, ઓળવવા નહિં, તેનો દ્રોહ ન કરવો. આ ઉપબૃંહકાચારથી સમ્યક્ત્વ અત્યંત ઉજ્જ્વળ, નિર્મળ થાય છે. આપણે એ આચરણથી પરમ લાભ પામશું.

૬. **સ્થિરીકરણ આચાર**—જીવ પોતે જો સન્માર્ગથી ડગી પતિત થવા ભણી હોય, તો તેને સદ્વિચારથી

**સ્થિરીકરણ** — સત્પુરુષોનાં ચરિત્ર કથન – વાંચનથી, સત્પુરુષોના ગુણગ્રામથી, ઉપદેશથી સ્થિર કરવો, પડતો અટકાવવો, પણ

પડવા ન દેવો, તે સ્થિરીકરણ આચાર. અથવા બીજા જીવો સન્માર્ગથી પડતા હોય તો તેને સદ્બોધ અમૃત સિંચી

ટેકો આપવો; તેને પડી જવાનાં કારણો શોધી તે દૂર કરવાં. ક્ષયોપશમી ચેતનાવંત જીવ આવરણવશ છે. કોઈ વખત ઝાઝાં આવરણ આવે છે, કોઈ વખત ઓછાં હોય છે; કોઈ વખતે જીવ વિશેષ નિર્મળ હોય છે, કોઈ વખત ઓછો નિર્મળ હોય છે; કોઈ વખતે યથાર્થ વિચારી શકે છે, કોઈ વખતે એટલો વિચાર કરી શકતો નથી. આમ તેજી–મંદી થયાં કરે છે. વિશેષ મંદી થાય તો કદાચ અસ્થિર થઇ પડવા ભણી આવે છે. તો તેને દાખલા દલીલથી, ઉપદેશથી, સમજાવવો, સ્થિર કરવો; કાંઈ તેને દુઃખ, રોગ, કલેશ આવ્યાં હોય અને તેથી મતિ મુંઝાઇ જઈ માર્ગથી પડતો હોય, તો દુઃખાદિ ટળે એમ હોય તો ટાળવા સાથે,–તે દુઃખાદિ કર્મની વિચિત્રતા છે, કર્મ કોઇને છોડે એમ નથી, સુખી દેખાતા સદા સુખી રહેવાના નથી, દુઃખી દેખાતા સદા દુઃખી રહેવાના નથી, કાયા ઘડીકમાં રોગી અને ઘડીકમાં નિરોગી થાય છે, સુખ દુઃખ એ કેવળ મનની કલ્પના છે, આત્મા પોતે જ સુખ-દુઃખનો કર્ત્તાહર્ત્તા છે,–આ પ્રકારે સાત્ત્વિક ભાવદયામય ઉપદેશ વડે તેને નિઝામવો, તેને શાંત કરવો, તેને દીલાસો આપવો, તે ઉપરાંઠો થયો હોય તેને ઠંડો કરવો, સ્થિર કરવો, અને માર્ગથી પડતો બચાવવો; અને એવા ઉપદેશથી પણ ન બચે, તો પ્રથમ તેના રોગાદિ દૂર થાય તેમ કરવું, શક્તિ હોય તો તેનું દારિદ્ર દૂર થઈ શકે તો ધન આપવું, અને પછી એ જરા શાંત થાય એટલે ઉપદેશ આપવો; આ વગેરે રીતે બીજાને માર્ગથી પડતો અટકાવી શ્રદ્ધામાં સ્થિર કરવો એનું નામ સ્થિરીકરણ આચાર. આ આચ-

રણુથી શ્રદ્ધા બહુ મજબુત પાયો નાંખે છે. આત્મગુણુ વિકાસ પામે છે.

૭. **વાત્સલ્ય આચાર**—જગત્ જીવ પ્રતિ વાત્સલ્ય-ભાવ રાખવો, જગત્‌નાં પ્રેમી થવું, જગત્‌જીવના મિત્ર થવું, કોઇના પ્રતિ વૈર કે દ્વેષ ભાવ ન રાખવો; બધાંનું હિત ચિંતવવું, કોઈનું બૂરૂં ન ચિંતવવું; બધાંનું હિત આચરવું, કોઈનું બૂરૂં ન આચરવું; બધાંને હિત થાય એમ ઉચ્ચારવું, કોઈને અણુહિત ન થાય એમ ઉચ્ચારવું; જીવોનાં દુઃખ કેમ દૂર થાય, તે વિચારી તેની યોજના કરવી, જીવોને જ્ઞાન કેમ મળે તે વિચારી તેની યોજના કરવી; આ વગેરે વાત્સલ્યતા ( વચ્છલતા ) ના પ્રકાર છે. હિત તો જીવ માત્રનું ઇચ્છવું; પણુ બધા જીવોના હિતમાં પ્રવર્ત્તી ન શકાતું હોય, તો પોતાના સમસ્વભાવી, એક જ ધર્મ-વાળા, એક જ માર્ગના ઇચ્છક આરાધક, એવા મુમુક્ષુ સમ્યગ્‌દષ્ટિ જીવોનાં હિતમાં તો અવશ્ય પ્રવૃત્તિ કરવી, એઓને ધર્મ આરાધતાં વિઘ્નો દૂર થાય, અશાતાનાં કારણો દૂર થાય, જ્ઞાનનાં સાધનો મળે, ખાનપાનની વિટંબના હોય તો તે દૂર થાય, એઓ આર્ત્તધ્યાન રહિત-પણે આપણા ગુણુની વૃદ્ધિ કરતા રહે, એ પ્રકારે આપણી શક્તિ પ્રમાણે સાહામિવચ્છલ થવું, વાત્સલ્યભાવ દાખવવો, તન, મન, ધનથી કરવો; શારીરિક શક્તિ તથાપ્રકારની ન હોય તો મન, ધનથી એ વાત્સલ્ય કરવું; ધનની પણુ શક્તિ ન હોય તો કેવા પ્રકારે મારા ધર્મબંધુઓનું હિત

**વાત્સલ્યભાવ**

થાય એ વિચારવું, વિચારી યોગ્ય સ્થાનકે જાહેર કરવું, તે પ્રમાણે અમલ કરવા યોગ્ય સ્થાનકે કહેવું, અને જે તન-ધનથી કરી શકતા હોય તેની મનથી અનુમોદના કરવી. આ બધા સાધર્મિક* વાત્સલ્યના ઉત્તમ પ્રકાર છે. સ્વધર્મીને મદદ કરવાથી પોતાના ધર્મની (આત્મધર્મની) વૃદ્ધિ થાય છે. માટે સમસ્વભાવીઓનાં હિતમાં વીર્ય ફોરવવા રૂપ વાત્સલ્ય ભાવ આચરવો એ આ વાત્સલ્ય આચાર. આ વાત્સલ્યથી કરીને ધર્મનાં વિઘ્નો ટળી જઈ આપણી શ્રદ્ધા દૃઢ થાય છે. ઝાઝા એકધર્મીઓનો સમુદાય જામે છે. અને સમુદાયબળથી શ્રદ્ધા બહુ પુષ્ટ થાય છે. દર્શનાચારનો આ વાત્સલ્ય વિભાગ બહુ વિચારવા જેવો છે. સમજીને આચરતાં ઘણો લાભ થાય એમ છે. નોકારસી જમાડવારૂપ (અને તે પણ વિવેક વિના) એક કનિષ્ઠ પ્રકારમાં જ હાલ એ વાત્સલ્યભાવ મર્યાદા પામ્યો છે, એ ખરેખર શોચનીય છે.

૮. **પ્રભાવક આચાર**—વીતરાગ માર્ગનું પ્રભુત્વ, તેનો મહિમા, તેનો પ્રભાવ દેખાડવો, કે જેથી ઘણા જીવો

---

* આ '**સાધર્મિક વાત્સલ્ય**' વિષે આજ ગ્રંથકર્તાએ પોતાની લાક્ષણિક સચોટ શૈલીમાં ખાસ વિસ્તૃત તલસ્પર્શી નિબંધ લખ્યો છે. તે **દાનધર્મ**ના વિષય સાથે નિકટ સંબંધ ધરાવતો હોવાથી, તેમજ આ **પંચાચાર** અંતર્ગત **દર્શનાચાર**નો વિશિષ્ટ અંગભૂત હોવાથી આ **પંચાચાર**ના વિષય પછી મૂકવામાં આવ્યો છે.

—**ભગવાનદાસ.**

**પ્રભાવના** એ માર્ગ ભણી વળે. પોતે જ એવા પ્રકારે વર્ત્તવું કે બીજાને એ માર્ગનો પ્રભાવ જણાય. જેમ કોઈ કુશળ વૈદ્ય લોકોને કહે કે અમુક ઔષધિના સેવનથી જર્જરિત દેહ નવયૌવન જેવો થઈ જાય છે; પણ ઘણાને તેના કહેવા માત્રથી એનો વિશ્વાસ ન આવે, પણ એ વૈદ્ય પોતે તે વનસ્પતિનો ઉપયોગ કરી દેખાડી તેનો પ્રભાવ જણાવે, તેથી ઘણા વિશ્વાસ પામે, તેમ પરમ પવિત્ર વીતરાગ માર્ગ પરમ સુખનો દાતાર છે, કર્મનો હણનાર છે, એમ કહેવા સાથે પોતે આચરી તેના પ્રભાવથી બીજાને જાણીતા કરી તે માર્ગ ભણી આણે. "Example is better than precept"– "કહેવા કરતાં કરી બતાવવું વધારે સારૂં છે." પૂર્વના મહાત્મા પુરુષો વીતરાગ માર્ગનો પ્રભાવ આ પ્રકારે બતાવી ગયા છે. ઉપરાંત પોતામાં કાંઈ કાવ્યશક્તિ હોય, વિદ્યાશક્તિ હોય, લબ્ધિ સિદ્ધિ હોય, તો તેનો ઉપયોગ કરી ભૂલા પડેલા જીવો માર્ગ પામે એમ કરવું યોગ્ય છે. મુગ્ધ જીવો પર કાવ્ય–વિદ્યાશક્તિનો પ્રભાવ બહુ થઇ શકે છે; એઓને ધર્મમાં જોડવાનાં એ નિમિત્ત થાય છે. બાહ્ય પ્રતાપરૂપ પ્રભાવથી ઘણા જીવો ઉપકાર પામી માર્ગ-સન્મુખ થાય છે. તો સમય વિચારી એવા પ્રભાવ તરફ દૃષ્ટિ રાખવી, એ પ્રભાવાચાર. હાલ તો એ પ્રભાવાચાર ઉપાશ્રયના બારણે પતાસાં કે બદામની પ્રભાવનામાં જ (અને તે પણ વિવેક વિનાની) મર્યાદા પામ્યો છે. ક્યાં મહાપુરુષોનો પ્રભાવ, ક્યાં ઉપર જણાવેલું પ્રભાવનું સ્વરૂપ,

અને ક્યાં હીનકાળના યોગે પતાસાં આદિ લાણીની પ્રભાવનાનું કનિષ્ઠરૂપ પામેલો હાલને પ્રભાવ! ભલા, એ પણ ઠીક છે. એ બ્હાને પણ જીવો ઉપાશ્રયાદિ ભણી ખેંચાતા હોય તો લાભનું કારણ છે. પણ એ પ્રભાવનાયે માન-કીર્ત્તિનાં કારણે અને દેખાદેખીથી વિવેક વિના બહુધા થાય છે, એ ખેદનીય છે. પ્રભાવનું સ્વરૂપ સમજી તે પ્રમાણે પ્રભાવના આચાર આચરવાથી દર્શન બહુ વિશુદ્ધ થશે.

ઉપસંહાર

દર્શનાચારના આ આઠ વિભાગ થયા. તે પ્રત્યેક આચાર યથાવિધ આચરતાં દર્શન શીઘ્ર ઉદય પામે છે, નિર્મળ થાય છે, ઉજ્જ્વળ થાય છે, અને પરમ હિત થાય છે.

સર્વાંશે યથાવિધ અને શુદ્ધપણે તો પરમ જ્ઞાની ગુરુ, આચાર્યો એ આચરી શકે, છતાં માર્ગાભિમુખ થયેલા સમ્યગ્દૃષ્ટિ જીવોને એ આચરણો પરમ કલ્યાણના હેતુરૂપ છે; માટે તેઓએ તે અવશ્ય આચરવાં ઘટે છે. આચરવાનો ખંતથી પ્રયાસ કરવો ઘટે છે; અભ્યાસે કરી વિશુદ્ધ આચરણ થશે. અહો! કેવા અનુપમ આચાર!

---

# ૩. ચારિત્રાચાર

પૂર્વે જેમ જ્ઞાન અને દર્શનવિશુદ્ધિ અર્થે કેટલાક આચારો જણાવ્યા છે, તેમજ કેવાં વર્તનથી ચારિત્ર વિશુદ્ધ થાય, નિર્મળ થાય, વિકાસ પામે,–એને માટે પણ કેટલીક શિક્ષાઓ વીતરાગ પરમાત્મા પ્રકાશી ગયા છે, જે આત્મગુણ પ્રગટ કરવાની ઇચ્છાવાળાએ ધ્યાનમાં રાખી આદરવી ઘટે છે.

**ઉદ્દેશ**

એ શિક્ષાઓ આઠ છે–પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ.

**સમિતિ**

સમિતિ એટલે સમ્યક્ પ્રકારે, મર્યાદામાં રહીને, માપ રાખીને, ઉપયોગપૂર્વક, યતનાપૂર્વક, પોતાને અને પરને દુઃખ ન ઉપજે, એ વગેરે રીતે વર્ત્તવું તે.

ગુપ્તિ એટલે ગોપન તે, રક્ષણ, વિના પ્રયોજને વૃથા વાપરી ન નાંખવું તે, અસારભૂત વિષયથી અલગ રાખવું તે, તેમાંથી જતું અટકાવવું તે, ધૂમાડાના બાચકા ન ભરવા દેવા એ.

આ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ **અષ્ટ પ્રવચન માતાના** નામે પણ ઓળખાય છે. એનો એક અર્થ તો એવો થાય છે, કે જેમ માતા

**પ્રવચન માતા**

બાળકને જન્મ આપે છે, તેમ આ સમિતિ–ગુપ્તિરૂપ માતા પ્રવચન, આગમ જ્ઞાનરૂપ બાળકને જન્મ આપે છે; એટલે કે એ સમિતિ–ગુપ્તિના સેવનથી જીવને આગમજ્ઞાન સુલભ થાય છે; તેના રહસ્યાર્થ જીવને અલ્પ વખતમાં પરિણમે છે, પૂર્વના ગણુધર આચાર્યોને આ સમિતિ–ગુપ્તિના સેવનથી પ્રભુમુખે ત્રિપદી સાંભળતાં દ્વાદશાંગી જ્ઞાન થતું.

અષ્ટ પ્રવચનમાતાનો બીજો અર્થ એ થાય છે, કે જેમ માતા બાળનું રક્ષણુ કરી તેને પાળી પોષી મોટો કરે છે, તેમ આ સમિતિ–ગુપ્તિના સેવનથી પ્રવચન બાળ અર્થાત્ સિદ્ધાંત જ્ઞાન ઉછરી વૃદ્ધિ પામી પુષ્ટ થતું જાય છે.

એ સમિતિ અને ગુપ્તિનાં એ ફળ હોવાથી એને અપાયલું ‘**અષ્ટ પ્રવચન માતા**’ નામ વાસ્તવિક છે.

આ સમિતિ–ગુપ્તિ મુખ્યવૃત્તિએ અને યથાવિધ તો પરમ અણુગાર સાધુ, મુનિવરો આચરી શકે છે. છતાં

**સમિતિ આદિના અધિકારી**

અન્ય સમ્યગ્દૃષ્ટિ જીવો પણુ એ સમિતિ ગુપ્તિએ આચરવાનો લક્ષ, અભ્યાસ રાખે, તો પરમ હિતના કારણુરૂપ છે. એ પાંચ સમિતિ આ પ્રમાણે:—

૧. **ઈર્યા સમિતિ**—જતાં આવતાં જોઇ જાળવીને, ઉપયોગ રાખીને, રૂડી રીતે ચાલવું. નજર એવી રીતે રાખવી કે પગે ઠેસ ન લાગે, રસ્તાપર ચાલ્યા જતાં જંતુઓને દબાવા પ્રમુખ બાધા ન ઉપજે. ઉતાવળી અને વેગભરી ચાલે નહિ, પણુ ધીમેથી ગંભીરાશથી ચાલવું.

પગ જોઇને હળવેથી માંડવો. આ જોઈ જાળવીને ચાલવું એ વગેરે ઈર્યાસમિતિના પ્રકાર છે. પ્રથમ તો જરા લક્ષ રાખતાં મુશ્કેલી લાગે, પણ ખંતથી ટેવ પડી જતાં એ સહજ પ્રવૃત્તિ થઈ જાય છે. યદ્યપિ મુનિત્વધર્મે આ આચાર કહેલો છે, છતાં અન્ય જીવોને એ પ્રમાણે આચરવાથી લાભ જ છે. ધીમેથી અને યતનાથી જોઈ જાળવીને ચાલવાથી કાંઇ નુકશાન નથી, ઉલટો લાભ છે. ઉતાવળી અને વેગભરી ચાલથી રસ્તા પરના જીવોની સંભાળ નથી રખાતી, અને સાથે પોતે કાંઈ અગત્યનું કામ ઉતાવળમાં વિસરી જાય છે, અથવા પગે ઠેસ લાગે છે, એ આદિ પોતાનેજ નુકશાન છે. "ઉતાવળા સો બાઉરા, ધીરા સો ગંભીર". આમ જોઈ હાલવા ચાલવા આદિમાં સૂક્ષ્મ ઉપયોગ રાખવો એનું નામ ઈર્યાસમિતિ. મુનિધર્મે એનો એક બીજો વિશેષ પરમાર્થ એ નીકળે છે, કે જતાં આવતાં પણ પોતાના ધર્મનો, આત્માનો લક્ષ ન ચૂકવો; આત્મ લક્ષમાં ઉપયુક્ત રહેવું, જાગ્રત રહેવું, એની સંભાળ રાખવી.

૨. ભાષાસમિતિ—વચન વિચારીને ઉચ્ચારવું; સત્ય બોલવું, પણ તે પણ એવી રીતે કે સામાને પ્રીતિકારી અને હિતકારી થાય. અહિતરૂપ

ભાષા

કે અપ્રીતિકર ન બોલવું; બીજાને નુકશાન થાય કે બીજાની આંતરડી દુભાય, બીજાના મર્મ છેદાય એવું વક્ર વચન ન કાઢવું. સ્વપર હિતનો ઉપયોગ રાખી વચન ઉચ્ચારવું; સાવદ્ય ન બોલવું, મૌન રહેવું; વિના પ્રયોજને ન બોલવું. હિત–મિત–પ્રીત

બોલવું, આ વગેરે ભાષાસમિતિના પ્રકાર છે. મુનિત્વધર્મમાં ઉદ્યમ કરનારા શિવાય બીજા જીવોને પણ આ વર્ત્તન ઉપકારી છે. હિત-મિત-પ્રીત ઉચ્ચરનારાની જગત્માં સારી આંટ બંધાય છે, પ્રતિષ્ઠા થાય છે, છાપ પડે છે. તેનો આત્મા પ્રફુલ્લિત રહે છે, વગેરે અનેક લાભ થાય છે. એ પણ પ્રથમ મુશ્કેલ લાગે, પણ અભ્યાસે સુલભ છે. સાચવી સંભાળીને બોલવાનો આ પ્રકાર એકાંત સુખકર છે. મુનિવરો તો વચનયોગ કરતી વેળે પણ આત્મલક્ષ ન ચૂકે, ન વિસરે, તેની સંભાળ રાખે,–એ આ ભાષાસમિતિનો પરમાર્થ છે.

૩. એષણા સમિતિ—મુનિવરો ખાન-પાન-વસ્ત્ર-ઔષધાદિ ખપ યોગ્ય વસ્તુઓ ગ્રહણ કરે, ત્યારે જુએ,

**એષણા**

વિચારે કે ગ્રહવું યોગ્ય છે કે કેમ? એ વસ્તુ સૂજતી છે? પોતાની ખાતર, પોતાને જ ઉદ્દેશી થએલી તો નથી? અથવા જીવાકુળ તો નથી? આમ બારીકીથી શોધ કરી, જાણી, ગ્રહણ યોગ્ય હોય તો ગ્રહે, એ એષણા સમિતિ. આ એષણામાં પણ આત્મહિતને બાધા ન આવે એ હેતુરૂપ પરમાર્થ રહ્યો છે. મુનિ સિવાયના બીજા જીવો પણ એ સમિતિ વિચારી ચાલે તો તેઓને લાભનું કારણ છે. અમુક ખાન-પાનાદિની વસ્તુઓ, અથવા ઔષધો કે વસ્ત્રાદિ શાનાં બનેલાં છે? તે લેવા યોગ્ય છે કે કેમ? તેમાં માંસ-મદિરાદિ અભક્ષ્ય અપેયનું તો મિશ્રણ નથી? એ અભક્ષ્ય અપેયથી બુદ્ધિ મલિન થવા સાથે મહા હિંસાનો

દોષ લાગે છે, એ દુર્ગતિનું કારણ છે, માટે મારે એ ગ્રહણ યોગ્ય નથી. આવી બધી ખબર જો એ વસ્તુઓ લેતી-ગ્રહતી વખતે એષણા કરે, શોધ કરે, ઉપયોગ રાખે, સંભાળ રાખે તો પડે. માટે મુનિવરો ઉપરાંત બીજાઓ પણ એ સ્થૂલરૂપે એ સમિતિ આચરે તો ઉપકારક છે, એમાં પણ પ્રથમ તો મુશ્કેલી છે, પણ અભ્યાસે કરી એ સહજ થઇ શકે છે. પરમ કલ્યાણના નિમિત્તરૂપ આ સમિતિનું સેવન કેવળ આચરવા યોગ્ય છે.

૪. પારિષ્ઠાપનિકા સમિતિ—મુનિઓને વાસી આહાર-પાન રાખવું કલ્પે નહિં. વાસી આહાર–પાનમાં બહુ જીવોત્પત્તિનું કારણ છે, તેમ તે મૂર્ચ્છાનું કારણ છે. માટે પ્રથમ દૃષ્ટિએ તો મુનિઓ ખપ જોગુંજ આહાર–પાન ગ્રહણ કરે; પણ કદાચ આહાર–પાન વધે તો તે વાસી રાખી નહિં મૂકતાં તેને યોગ્ય, જીવ વિનાની ભૂમિએ સાચવી, સંભાળી, જોઇને પરઠવે. એ પરઠવતી વેળાએ પણ પ્રશ્ચાત્તાપપૂર્વક ચિંતવે કે અહો, જો મેં આ ખપથી વિશેષ આહાર વ્હોર્યો, તો આમ કરવું પડે છે. ફરી એકાદ બે કવલ જેટલું ઓછું વ્હોરીશ, એમ ચિંતવે, આત્મલક્ષ રાખે. આવો ઝીણો માર્ગ એ સમિતિનો છે. મુનિવરો ધન્ય છે!

**પારિષ્ઠાપન**

મુનિવરો સિવાય અન્ય જીવો પણ સ્થૂલરૂપે આ સમિતિ પરથી બોધ લઇ શકે. કવચિત્ ઝેર પ્રમુખ, ખાંડનો મેલ, ગુંદાના ઠળિઆ આદિ વસ્તુઓ જે બહાર ફેંકી દેતાં બીજા જીવોને પ્રાણઘાત પ્રમુખ નુકશાનનું કારણ

થાય, તે બીજાને યોગ્ય, જીવાકુળ નહિં એવી, સુકી ભોંયમાં સાચવી, સંભાળી, ઉપયોગ રાખી દાટે, પરઠવે, તો લાભનું કારણુ છે. આમ અનેક લાભ થાય, આ ચારિત્રઆચારે ચોથી પારિષ્ઠાપનિકા સમિતિ થઈ.

૫. આદાનભંડનિક્ષેપ સમિતિ—પાત્રાદિ લેવા, મૂકવામાં સૂક્ષ્મ ઉપયોગ રાખવો તે આ પાંચમી સમિતિ.

**આદાન નિક્ષેપ**

લેવા–દેવા–મૂકવા આદિમાં પરને કિલામણા ન ઉપજે, પોતાનો આત્મલક્ષ દૂર ન થાય, આત્મહિતમાં બાધા ન આવે એમ ઉપયોગપૂર્વક, સાચવી સંભાળી સમ્યક્ પ્રકારે ચાલવું, તે આ આદાન–ભંડ–નિક્ષેપ સમિતિ.

મુનિત્વધર્મે પ્રવર્તેલા શિવાય અન્ય જીવોને પણુ સ્થૂલરૂપે આ સમિતિ ઉપકારી છે.

આમ આ પાંચ સમિતિ કહેવાઈ. જ્ઞાનિઓ મુનિત્વ ધર્મે એને સમિતિ કહે છે, ગૃહસ્થધર્મે યતના કહે છે. મુનિઓ સૂક્ષ્મ ઉપયોગ રાખે છે, ગૃહસ્થો સ્થૂલ ઉપયોગ રાખી શકે છે.

**સમિતિ એ યતના**

મુનિમાર્ગે વિશે વસા દયા જળવાય છે.

ગૃહસ્થ ધર્મે કેવળ સવા વસા આચરી શકાય છે.

આમ મુનિ માર્ગ બહુ વિકટ છે, તો ત્યાં ઘણો લાભ છે, અનંત અનંત નિર્જરા છે.

ગૃહસ્થધર્મ સરળ જણાય છે, તો ત્યાં ઓછો લાભ છે, મ્હોટી જોખમદારી છે.

સમિતિ અને જયણા મુનિઓ અને ગૃહસ્થીઓ બંનેએ પોતપોતાના ધર્મે રહી, આત્માને હિતરૂપ થાય, એમ આચરવી ઘટે છે.

આ સમિતિ–ગુપ્તિથી ચારિત્રની વિશુદ્ધિ થાય છે.
પાંચ સમિતિ કહેવાઇ. હવે ત્રણ ગુપ્તિ કહું છું.

૧. **મનોગુપ્તિ**—મનને ગોપવવું, નકામા માઠા વિચારમાં ન જવા દેવું. આર્ત્ત–રૌદ્ર ધ્યાનમાં જતાં અટકાવવું; શેખસલ્લીના વિચાર ન કરવા દેવા; સંકલ્પ–વિકલ્પ–કુતર્કમાં પડતું અટકાવવું, એમાંથી એની રક્ષા કરવી; એમાં જતું બચાવવું; ધર્મધ્યાનમાં જોડવું, એ મનોગુપ્તિ.

**મનોગુપ્તિ**

૨. **વચન ગુપ્તિ**—વિના પ્રયોજને બોલવું નહિ; સાવદ્ય બોલવું નહિં; મૌન આચરવું; બીજાને કષાય ઉપજવાના નિમિત્ત થવાય એમ બોલવું નહિં; બોલવું તો સત્ય બોલવું, અને તે પણ સામાને પ્રીતિકર અને હિતકર થાય એમ બોલવું. આમ વચનને ગોપવવું, તેને અનર્થ કરતાં અટકાવવું, આત્મગુણને હાનિ ઉપજે એમ વર્ત્તતાં બચાવવું, તેનું નામ બીજી વચનગુપ્તિ.

**વચનગુપ્તિ**

૩. કાયગુપ્તિ—કાયાને, દેહાદિની ક્રિયાને ગોપવવી અર્થાત્ બીજાને બાધા ઉપજે એવી ક્રિયા-ચેષ્ટામાં પ્રવર્ત્તતાં તેને અટકાવવી. સુતાં, ઉઠતાં, બેસતાં, હરતાં, ફરતાં, ઉભતાં, જમતાં, લેતાં, મૂકતાં આદિ વ્યવહારમાં કાયાને એવી રીતે પ્રવર્ત્તાવવી, કે પોતાના ગુણનો લક્ષ રહે; પરને બાધા ન ઉપજે. સાવદ્ય પાપકારી ક્રિયા કાયાવડે કરતાં વર્જવી. આ વગેરે કાય ગુપ્તિના પ્રકાર છે. આ મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિરૂપ માર્ગ મુનિધર્મે બહુ ઝીણો-સૂક્ષ્મ છે. પણ એ માર્ગ આરાધતાં અનંત કર્મની વિરાધના છે.

કાય ગુપ્તિ

મુનિ શિવાય અન્ય જીવો પણ એ ગુપ્તિ આચરે તો કલ્યાણના કારણરૂપ છે. મનને માઠા વિકલ્પમાં, અથવા નિરર્થક વિચારમાં જતું અટકાવવાથી એ ધીરજવાળું, અને નિર્મળ થાય છે; જીવ વિચક્ષણ થાય છે; અને દિશામૂઢ થતો અટકી રસ્તો પામી શકે છે. વચન પણ ખરાબ કે નિરર્થક ન ઉચ્ચારવાથી બીજા પર સારી છાપ પડે છે; વીર્ય-ઉત્સાહનો નકામો વ્યય થતો અટકે છે. કાયા સંબંધમાં પણ જે ક્રિયા નકામી હોય અથવા દુ:ખરૂપ હોય તેમાંથી કાયાના પ્રવર્ત્તનને વારવું,—એથી નુકશાની થતી અટકે છે, અને શરીરના વીર્ય-ઉત્સાહનો ગેરરસ્તે નકામો વ્યય થતો અટકે છે.

આ ત્રણ ગુપ્તિઓ કહેવાઈ.—પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ આ ચારિત્રાચાર સેવવાથી ચારિત્ર અત્યંત નિર્મળ થાય છે. આત્મહિતના ખપી જીવોએ એ ધ્યાનમાં રાખી આચરવા યોગ્ય છે.

# ૪. તપાચાર

ઉદ્દેશ

જીવને કર્મથી મૂકાવા માટે તપ એ પરમ ઉત્કૃષ્ટ સાધન છે. તપ એ નિર્જરા છે. એથી અનંત કર્મવર્ગણા નિર્જરી જાય છે; દળાઈ જઈ, હણાઈ જઈ, નાશ પામે છે. આવો તપનો મહિમા છે, માટીમાં મળેલ સુવર્ણ અથવા હલકી ધાતુના ભેળવાળું સુવર્ણ જેમ આકરા તાપમાં ફરી ફરી તાવતાં, શુદ્ધ થાય છે, કુંદન થાય છે, તેમ તપ વડે કરીને આત્મા કર્મમળ રહિત થઈ શુદ્ધ થાય છે; સ્વસ્વરૂપમાં બિરાજે છે.

ભેદ

આ તપના બાર પ્રકાર છે. એ બારે ભેદે અથવા એક કે વધારે ઓછા ભેદે સમજીને આચરણ કરવાથી તપનું ફળ મળે છે. એ બારે ભેદ રૂડી રીતે સમજી આચરવા યોગ્ય છે. એ બાર પ્રકારમાં છ **બાહ્ય** અને છ **અભ્યંતર** પ્રકાર છે.

પ્રથમ છ બાહ્ય ભેદ આ પ્રમાણે છે.

### છ બાહ્ય તપ

અનશન

૧. **અનશન**—અનશન એટલે ખાવાનું, ખાવાની વસ્તુઓ, ખાન, તે વર્જવું તેનું નામ અનશન. દેહનો નિર્વાહ ખોરાક વડે થાય છે; તે ખોરાક એકાદ ટંક, કે એકાદ કે વધારે દિવસ વર્જવો, એનું નામ અનશન. અન્ એટલે નહિં, અશન એટલે ખાવું તે, અનશન એટલે નહિં ખાવું તે.

એકાશન, આયંબિલ, ઉપવાસ, ચોથ ભક્ત, આદિ અનશનના પ્રકાર છે. ચોથ ભક્ત એટલે એક દિવસ સર્વથા આહાર વર્જવો, તેના આગલા દિવસે એકાશન કરવું, અને પારણાને દિવસે પણ એકાશન કરવું, આ ચોથ ભક્ત કહેવાય છે. બે દિવસ લાગઠ ઉપવાસિત રહેવું અને આગલે દિવસે એકાશન કરવું, અને પારણાના દિવસે પણ એકાશન કરવું, એ છઠ ભક્ત કહેવાય છે. ક્ષમણ એટલે ખમવું તે; દેહે કરી કષ્ટ ખમવું તે; નિરાહારપણે ક્ષુધા વેદવી તે ક્ષમણ, પક્ષ ક્ષમણ, માસ ક્ષમણ, એ આદિ આ ક્ષમણના પ્રકાર છે. એટલે પંદર દિવસ સુધી કે મહીના દિવસ સુધી નિરાહારપણે રહેવું તે પક્ષક્ષમણ કે માસક્ષમણ કહેવાય છે.

મનને મારવું, ઇચ્છાને રોધવી, ઇચ્છાને વશ કરવી, લોલુપી ન થવું,—એ આ અનશન તપમાં પરમાર્થ રહેલો છે.

સમજીને અનશન આદરવાથી બહુ લાભ થાય છે. સમજીને ઉપવાસાદિ કરવાથી ચળવિચળ પરિણામ નથી થતા; થતા અટકે છે. જાણ પુરુષ સમીપે અનશનનો ભેદ સમજવા જેવો છે. આ બાહ્ય તપનો પ્રથમ ભેદ કહેવાયો.

ઊણોદર્ય

૨. **ઊણોદરી**—દેહ આહાર વિના તો ન નભે; અને બધાની શક્તિ એક સરખી ન હોય; એટલે કોઈ એક ટંક આહારથી નભાવી શકે, કોઇ એક ઉપવાસ કરી શકે, કોઇ બે કે વધારે ઓછા કરી શકે. આમ અનશન તો જૂદા જૂદા જીવો પોતાની શરીર શક્તિને લઈ કરી શકે કે કરી ન શકે; પણ તપનો

આ ઊણોદરી ભેદ તો એવો છે, કે ગમે તે જીવ તે આદરી શકે. ઊણોદરીનો એવો અર્થ થાય છે, કે પેટ ભરાય તે કરતાં એકાદ બે કોળીઆ ઊણું રહેવું, ઓછું જમવું. શક્તિના અભાવે બધા જીવો ઉપવાસ તો ન કરી શકે, પણ તેઓ ધારે તો એકાદ બે કોળીઆ ઓછા લે તો ચાલી શકે, અને વધારામાં તપનો, નિર્જરાનો લાભ પામે. જીવ વિચારે અને આચરે તો બાહ્ય તપનો આ પ્રકાર સૌથી સહેલો છે. પણ તે સહેલો કોને કે જે મન મારી શકે તેને. અને મનને દાબવું એ તો તપનું રહસ્ય છે. જોઇએ તે કરતાં એકાદ બે કવલ ઓછો આહાર લેવાથી અપચો, અજીર્ણ, ચૂંક, પેટપીડ આદિનો ભય રહેતો નથી; પ્રમાદ આવતો નથી; શરીરમાં આળસ આવતી નથી; સ્ફૂર્તિ રહે છે, પેટ હલકું રહે છે; ખાવાનું પચે છે, ખરી ભૂખ લાગે છે; શરીર પ્રાયે નિરોગી રહે છે; શરીર નિરોગી હોતાં, એટલે અંશે મન નિશ્ચિંત રહે છે. જે પરિણામે આત્માને જ હિતરૂપ છે. જ્ઞાનવાંચન, મનન, પઠન, એ આદિ પારમાર્થિક પ્રવૃત્તિ અને કુટુંબ આદિ નિર્વાહ યોગ્ય ધન પ્રાપ્તિની પ્રવૃત્તિ યથેચ્છ થઈ શકે છે. આવો લાભ ઊણોદરીમાં રહેલો છે. ઉપવાસાદિ અનશનમાં પણ એ લાભ રહેલા છે. પણ ઉપવાસાદિ કરતાં જીવે પોતાની શક્તિ વિચારવી ઘટે છે. શક્તિની કસોટી તો કરવી જ. પ્રમાદી ન થવું. પણ તે સાથે એ લક્ષ પણ રાખવો કે કષાય તો નથી ઉપજતો? જ્ઞાન વાંચન, વિચારણાનો અવકાશ તો રહે છે? શરીરને એવી બાધા તો નથી ઉપજતી કે જે હેતુએ એ તપ આચરવામાં આવે છે, તે આત્મવિચારરૂપ લક્ષમાં હાનિ પહોંચે? આત્મ

વિચારણા ન થઈ શકે? ભૂખને લઇ માઠા સંકલ્પ-વિકલ્પ, કુતર્ક-વિતર્ક થાય તો બહેતર છે, કે શરીરને સીજતું ઓછું તપ કરવું. પણ તે ઓછું તપ એવું કરવું, કે જ્ઞાનવિચાર થઈ શકે, પ્રમાદ ન થાય, ઇચ્છારોધ કરવાનો અભ્યાસ પડે; થોડે થોડેથી ચડતા જવું, શક્તિ વિચારવી. આથી એમ ન સમજવું કે પોતાની છતી શક્તિએ અનશનાદિ ન સેવવું. અનશનાદિમાં જેટલું જીવ કરે તેટલું ઓછું છે. પૂર્વના મહા તપસ્વીઓ તો માસ માસ, બેબે માસ, યાવત્ છ છ માસ પર્યંત અન્ન ગ્રહણ ન કરતા; શરીર શક્તિને કસતા; પણ તે સાથે તેઓ આત્મજાગૃતિ ન વિસરતા; તેઓનો આત્મઉપયોગ તો સદા જાગતો રહેતો. તપશ્ચર્યા કરતાં છતાં નિરાહારીપણે વિહરતાં છતાં, તેઓ આત્મ લક્ષ ન ચૂકતા. પ્રમાદ ન આવે, નિદ્રા ન આવે, કર્મ નિર્જરે, અને આત્મઉજ્જવળતા થવા સાથે આત્મલક્ષ રહે એ જ એઓનો અનશનાદિમાં ગૂઢ હેતુ હતો. હાલ થતાં માસક્ષમણાદિ આવા પ્રકારે, આવા હેતુએ થાય તો પરમ કલ્યાણકારી છે. અનશનાદિ કાયાને કષ્ટ આપવારૂપ તપનું ફળ નથી એમ તો નથી જ; પણ સમજીને તપ કરવાથી અપૂર્વ લાભ છે. આત્મગુણ પામવાનું, સર્વથા કર્મ નિર્જરવાનું ખરૂં સાધન તત્ત્વ સમજી તપ કરવું એ છે. અજ્ઞાન તપસ્યાથી દેવાદિક ગતિ મળે છે, મનુષ્યાદિ ગતિમાં ઉત્તમ ભોગ્ય સ્થાનો વૈભવાદિ મળે છે, એ ખરૂં, પણ એ વૈભવાદિ કદાચ ધર્મ હારી જવારૂપ, ભવભ્રમણમાં પડવારૂપ કાર્યમાં પરિણામ પામે છે. અજ્ઞાની ક્રોડો વરસ પર્યંત તપ તપે અને ફળ પામે, તે કરતાં અનંતગણું

ફળ જ્ઞાની એક ક્ષણુમાં તપ કરે સતે. પામે છે. તાત્પર્ય કે સમજીને તપ કર્યાનું ફળ **સકામ નિર્જરા** છે; અણુસમજની તપશ્ચર્યાનું ફળ **અકામ નિર્જરા** છે. માટે સમજીને તપશ્ચર્યા કરવાનો લક્ષ રાખવો ચોગ્ય છે.

એમ કહેવાયું છે, કે જીવ ધારે તો ઊણોદરી તપ તો કરી શકે. પણુ તેમાં પણુ મન મારવું જોઇએ છે. સ્વાદિષ્ટ ભોજન પીરસાયાં હોય, ત્યારે જો જીભ સ્વાદની લોલુપી હોય, તો એને સહેજે હંમેશ કરતાં કાંઇ વધારે લેવાની ઇચ્છા રહે છે; અને પેટ ભરાતાં સુધી જીવ તૃપ્ત થતો નથી. પેટમાં પાણી માટે પણુ માર્ગ ન રહે, એટલું સ્વાદવશ થઇ ગરચે છે. પણુ એ સ્વાદ પ્રતિ ન આકર્ષાતાં જીવ પોતાને વશ કરે, મનને લગામમાં રાખે અને ગમે તેવો સ્વાદિષ્ટ, સ્નિગ્ધ આહાર હોવા છતાં, હંમેશ માફક લે, સહજ ઓછો લે, પણુ વધારે ન લે, તો ઊણોદરી તપનું ફળ મળે છે. **મનને, ઇચ્છાને મારવાં, એ એમાં રહસ્ય રહેલું હોવાથી એ** પણુ અનશન જેટલું જ ફળદાયી છે. એથી પ્રમાદ–આળસ આવતાં નથી; જીવ અકળાતો નથી, પેટ આફરી જતું નથી; અપચાનો ભય રહેતો નથી; શરીર સુખાકારી રહે છે; પ્રમાદ આવતો નથી; સ્ફૂર્તિ રહે છે, અને આથી કરી શરીરને સત્પ્રવૃત્તિમાં પ્રવેશ કરાવી શકાય છે; મન પ્રફુલ્લિત રહે છે; જે બધાં આત્માને અમોઘ હિતનાં કારણુ છે.

ઊણોદરી તપનું આવું માહાત્મ્ય જાણી તે સમજીને આચરનાર, તન, મન, ધનથી સુખી રહે છે; અને પ્રાંતે આત્મહિત પામે છે.

હાલ જીવો ઊણોદરીનું માહાત્મ્ય સમજતા દેખાતા નથી. જેઓ જાણે અજાણે એ પ્રમાણે વર્ત્તે છે, તેઓ શરીરે ચોક્કસ તંદુરસ્ત હોય છે. માટે તે તપ જાણી આત્મહિત હેતુએ કરવાથી લાભ છે. હાલ લૌકિક પ્રવાહ, એકાંત ઉપવાસ ભણી વળ્યો છે. તપના બીજા સ્વરૂપની લોકોને જરાયે ગમ હોય એમ લાગતું નથી. અને તે અનશનનો બહુ મોટો ભાગ અણસમજપૂર્વક થાય છે. કાલે ઉપવાસ કરવો છે, માટે આજે રાત્રે બરાબર ઠાંસી ઠાંસીને જમી લો,—આવી પ્રવૃત્તિ ઘણા બાળ જીવો આચરે છે. કાલે ઉપવાસ થાય ત્યારે તે વાત; પણ આજ તો રાત્રીભોજન થયું; જોઇએ તે કરતાં વિશેષ શરીરમાં ભાર ભર્યો; પ્રમાદ આદિનાં કારણો મેળવ્યા; આમ આજ તો દોષ મેળવી લીધા. વળી આજે ઉપવાસ છે; મનમાં ચિંતવે કે કઈ ઘડીએ સવાર પડે અને જમી લઉં; કાલે સવારે હું અમુક અમુક સારો પદાર્થ કરાવી જમીશ. જો કે જમવું તો હજી કાલે છે, છતાં આજે ઉપવાસને દિવસે જમવાની વાત ચિંતવી મોઢામાં પાણી લાવી મૂકે છે! ઉપવાસ આ વગેરેથી બહુ દૂષિત થાય છે. મુખ્ય વૃત્તિએ ઇચ્છારોધ રૂપ જે હેતુ, તે આમાં સચવાતો નથી. કોઈ જીવ તો બિચારા કેવળ પારણા આદિના જમણથી લલચાઈ તપ આચરે છે. આ બધાં એક દૃષ્ટિએ લાંઘણ કહેવા યોગ્ય છે, ખેદની વાત છે, કે જૈનોનો મ્હોટો ભાગ હાલ તપને આવું હીનત્વભર્યું રૂપ આપી બેઠો છે, અને તેમાં જ તપશ્ચર્યાની કૃતકૃત્યતા માની બેઠો છે. તપશ્ચર્યાની બહુ જરૂર છે; અને એ કરે છે, તે પ્રકારે જ દેહને કષ્ટ આપી આહાર–પાનથી રહિત રાખવાનો અભ્યાસ પાડવો ઘટે છે; પણ દૃષ્ટિ

ફેરવવી ઘટે છે; જ્ઞાનપૂર્વક, સમજપૂર્વક, તત્ત્વપૂર્વક એ તપ થાય તો પરમ કલ્યાણકારી છે. અભ્યાસથી સૌ સિદ્ધિ થાય છે, એવા પ્રકારે તપ કરવાનો ધીમે ધીમે અભ્યાસ પાડે, અને ક્રમે ક્રમે ચડે, તો પડવાનું કારણ નથી રહેતું; જીવ ચડે છે, નિર્જરા કરે છે, અને પરિણામે મુક્ત થાય છે. અનશન–ઊણોદરી આદિ તપનો મહિમા બહુ મોટો છે.

**વૃત્તિસંક્ષેપ**

૩. **વૃત્તિસંક્ષેપ**—બાહ્ય તપનો ત્રીજો પ્રકાર વૃત્તિસંક્ષેપ છે. થોડા વડે દેહનો નિભાવ થઈ શકે એમ હોય તો તે અર્થે ઝાઝી ઉપાધિ ન વેઠવી, ઝાઝી ઉપાધિ ન આદરવી, એ એનો અર્થ થાય છે. દિવસમાં બહુ તો બશેર આહાર શરીરના નિર્વાહ અર્થે જોઇએ; અને એ નિર્વાહ એક કે બે કે વધારે ઓછી વસ્તુઓ વડે થઈ શકે છે; છતાં જીવ અનેક પ્રકારના પદાર્થો, જોઇએ તે કરતાં વધારે, અને જે વિના નભી પણ શકતું હોય, એવા અનેક પ્રકારના પદાર્થો, આરંભ–સમારંભ કરી, કરી મૂકે છે, અથવા કરાવી મૂકે છે; આમાં થોડે પણ નભી શકે એવું હોય તો જીવે વૃત્તિ ધીમે ધીમે સંક્ષેપવી ઘટે,–આમ જે વૃત્તિ સંક્ષેપવી, તેનું નામ વૃત્તિસંક્ષેપ તપ.

**રસત્યાગ**

૪. **રસત્યાગ**—આ આહાર સરસ છે, આ નીરસ છે, એમ નહિ કરતાં જીવે દેહના નિર્વાહનો લક્ષ રાખવો. સુકું મળે, કે સ્નિગ્ધ મળે, આછું મળે કે પાતળું મળે, જાડું મળે કે ઝીણું મળે,–પણ રસ પ્રતિ, સ્વાદ પ્રતિ ધ્યાન નહિં આપતાં, તેથી જો નિર્વાહ થઇ શકે એમ હોય તો તે લઇ લેવો. સ્વાદિષ્ટ હોય

તો તે સ્વાદના લોલુપી થઈ તેમાં ન ગુંચી જવું. ભાવાભાવ ન કરવા, એ રસત્યાગ નામા તપનો પ્રકાર છે. રસગારવમાં ગુંચી ન જવું એ એનો અર્થ છે. આયંબિલ, આચામ્લ તપ એ આનો પ્રકાર છે.

**કાયક્લેશ**

૫. **કાયક્લેશ** — શરીરને કસવું, તેને કષ્ટ આપવું, તેનો કસ કાઢવો, હાથ–પગ ચાલતા હોય તો વાહનનો ઉપયોગ ન કરવો, તાપ–શીતમાં અણુવાણે પગે ચાલવું, એનો અભ્યાસ પાડવો, આતાપના લેવી, એ આદિ કાયક્લેશના પ્રકાર છે.

ભૂમિ ઉપર શયન કરવું, ટાઢ–તાપ પ્રમુખના પરીષહ વેઠવા, લોચ કરવો, આસન–જય કરવો, અર્થાત્ પદ્માસન વીરાસન, ઉત્કટ આસન, ગોદોહાસન આદિ આસનો સાધવા, એકાસન કરવું, અર્થાત્ લાંબા વખત સુધી એક આસન પર સ્થિર થવું. એ બધા કાયક્લેશના પ્રકાર છે.

**સંલીનતા**

૬. **સાંલિન્ય** અથવા **સંલીનતા** એટલે જીવને વિષય કષાયથી વારવો, માઠાં ધ્યાનમાંથી, તર્કવિતર્કમાંથી વારવો, અને અંગોપાંગ સંવરીને, સંકોચીને બેસવું, સુવું એ વગેરે સંલીનતાના પ્રકાર છે.

આ છ બાહ્ય તપના ભેદ કહેવાયા; તે દ્રવ્ય અને ભાવ બંને રીતે, વ્યવહાર અને પરમાર્થે બંને રીતે લાભકારી છે.

અગાઉ કહેવાઈ ગયું છે, છતાં તે પુષ્ટ કરવા ફરીથી કહેવાનું કે:—

**સમર્થન**

**અનશનનો** અભ્યાસ રાખ્યો હોય, તો કદાચ સ્થિતિ ફેર થયે, કોઇ વખતે જમવાનું મળ્યું ન મળ્યું, પણ જીવ સહન કરી શકે છે. જો કે આવા ક્ષુદ્ર હેતુએ તપ કર્ત્તવ્ય નથી. અને જીવે તો ઉત્તરોત્તર પોતાની સદ્ગતિ, સુખદ અવસ્થાજ ચિંતવવી ઘટે. He must have always a high ideal. તપ તો ભાવપૂર્વક કેવળ આત્મા ખાતર કર્ત્તવ્ય છે.

વળી **ઊણોદરીથી** પણ રોગાદિનો ભય નથી રહેતો એ વ્યવહારે લાભ છે.

**વૃત્તિસંક્ષેપનો** અભ્યાસ રાખ્યો હોય તો સારી સ્થિતિમાં તો ઘણા વાનાં મળી શકે, પણ માઠી સ્થિતિ આવ્યે રડવું પડતું નથી; એ વિના નભાવી શકાય છે.

**રસગારવ** ઓછો કરવામાં પણ એજ લાભ છે, ઉપરાંત રોગનો ઓછો ભય રહે છે.

**કાયકલેશ** અને **સંલીનતા**માં પણ એજ વ્યવહારિક લાભ રહેલા છે.

**પરમાર્થે** તો એથી ઘણા આરંભ દોષ, હિંસા દોષથી રક્ષણ થાય છે; આરંભાદિ દોષની ઉપપત્તિ થતી નથી. આમ આ તપના બાહ્ય ભેદો પરમ કલ્યાણકારી છે. સમજીને કરવાથી અનેકવિધ લાભ દે છે.

યદ્યપિ એ બધા ભેદો યથાવિધ સમ્યક્ પ્રકારે મુનિધર્મસ્થિત પુરુષો આદરી શકે, છતાં ગૃહસ્થીઓ પણ ધારે

તો પરિચય અને અભ્યાસે કરી એ તપના પ્રકાર સુલભ કરી શકે, અનંત નિર્જરાનાં એ કારણ છે. આ છ બાહ્ય તપના ભેદ કહેવાયા—હવે છ આભ્યંતર કહીએ છિએ.

## છ આભ્યંતર તપ

૧. **પ્રાયશ્ચિત**—પ્રાયશ્ચિત એ આ તપનો પ્રથમ ભેદ છે.

**પ્રાયશ્ચિત**

કોઈપણ પાપકારી કૃત્ય અથવા વર્તન માટે ચિત્તમાં પસ્તાવો થવો, કંપારી છૂટવી, એ પાપ દોષ ફરી ન ઉદ્ભવે, એ પ્રકારની પ્રશ્ચાત્તાપની ગાંઠ, એંધાણી મનમાં પડવી,—એ પ્રાયશ્ચિત. પ્રાયશ્ચિતથી આગલા દોષ ઓછા થઈ જાય છે, અથવા ખરી જાય છે, નવા થવાનો સંભવ રહેતો નથી. કોઈ પાપકારી કૃત્ય માટે પસ્તાવો થતાં, ફરી તે પાપ થવાનો પ્રસંગ ન આવે, તે અર્થે આત્મ સાક્ષીએ, દેવ સાક્ષીએ અથવા સદ્ગુરુ સાક્ષીએ કાંઈ એવી શિક્ષા, એવો દંડ લેવો, કે યાદ રહેતાં ફરી પેલા દોષ ન થાય. દાખલા તરીકે કોઇ એવું માઠું અપકૃત્ય થયું, કે જીવને એથી પસ્તાવો થયો,—તેથી તે સદ્ગુરુ પાસે યથાતથ્ય કપટ વિના પ્રકાશ્યું, સદ્ગુરુએ અમુક ઉપવાસાદિ કરવારૂપ દંડ કર્યો, ગુન્હાના પ્રમાણમાં દંડ કર્યો. ફરી એવો દોષ કરીશ તો આવો દંડ ભોગવવો પડશે, આ બ્હીકથી, એ લક્ષથી જીવ ફરી તે પાપ ન કરે, આવો પ્રાયશ્ચિતનો હેતુ છે. હાલ પ્રાયશ્ચિતનું સ્વરૂપ પણ સમજાયું નથી. જેમ કુશળ ન્યાયાધીશ ચોબાજુનો વિચાર કરી પાત્ર જોઈ, દોષ જોઇ દંડ કરે,—તેમ સદ્ગુરુએ પાત્ર જોઈ, ગુન્હો જોઈ, ચોબાજુ તપાસી દંડ આપવો જોઇએ. આમ જોતાં

પ્રાયશ્ચિતનો બીજો અર્થ એવો નીકળશે કે એક પ્રકારનો જીવને દંડ કે જે દંડની દહેશતથી જીવ ફરી પાપ કરતો અટકે. જીવે પોતાનો દોષ યથાતથ્ય સદ્‌ગુરુ સમીપે કહેવો ઘટે. સદ્‌ગુરુએ યથાયોગ્ય પ્રાયશ્ચિત આપવું ઘટે. જીવે તે પ્રાય-શ્ચિત અમલમાં આણવું ઘટે. સદ્‌ગુરુના અભાવે આત્મ સાક્ષીએ તે દોષનો પશ્ચાત્તાપ કરી તેની ક્ષમા ચાહી, ફરી તેવો દોષ ન થાય,–એવો આકરો દંડ પોતા પર મૂકવો ઘટે. આવું ઊંડું રહસ્ય પ્રાયશ્ચિતમાં રહેલું છે. સમજીને કરતાં એ પરમ કલ્યાણકારી છે. ઘણા દોષો એથી ટળી જાય છે.

૨. અભ્યંતર તપનો બીજો ભેદ **વિનય** છે.–ગુણીના

**વિનય**

ગુણના અનુરાગી થવું, જેના પાસેથી ગુણ ગ્રહણ કરવો હોય તેના અનુરાગી થવું, તેની સેવા કરવી, તેનાં ભક્તિ–બહુમાન કરવાં, નમ્ર થવું, પોતાના જાણપણાનું અભિમાન છાંડવું, એ વગેરે વિનયના પ્રકાર છે. આ તપથી જીવ પોતાના દોષ જોવા ભણી વળે છે; દોષ ભણી વળે છે, એટલે દોષ જાણે છે; દોષ જાણે છે, એટલે દોષ ટાળવા ભણી વળે છે, અને નવા દોષ કરતો નથી. આમ આ વિનયથી પરમ નિર્જરા થાય છે. અરિહંત, સિદ્ધ, આચાર્ય આદિ મહા સત્પુરુષોનો, જ્ઞાનીઓનો, ગુણીનો વિનય બહુ કલ્યાણકારી છે; તેઓના ગુણના રાગી થવાથી આપણા ગુણ વિકાસ પામે છે. આવો અદ્‌ભુત વિનયનો પ્રભાવ છે.

૩. તપના અભ્યંતર ભેદે ત્રીજો પ્રકાર **વૈયાવૃત્ત્ય** છે.

વૈયાવૃત્ત્ય એટલે દુઃખી, આર્ત્ત, રોગી, બાળ,

**વૈયાવૃત્ય** (અબળા) સ્ત્રી, પશુ (અવાચક), ગ્લાન, તપસ્વી, સાધુ, સંત, આદિનાં રોગ, અસાતા પ્રમુખ દુઃખ કેમ ટળે, તે ચિંતવવું, તેઓને શાંતિના નિમિત્ત થવું, દીલાસો આપવો, તેઓની અંતરંગ ભાવપૂર્વક સેવા-ચાકરી કરવી, ઔષધાદિ વડે સંભાળ લેવી, પોતે કરવી, બીજા પાસે કરાવવી, બીજાને કરતાં દેખી રાજી થવું, આ વગેરે વૈયાવૃત્યના પ્રકાર છે. સ્ત્રી અબળા જાતિ છે; સાધુ સંત ઘરબાર રહિત છે, દેહની પણ અપેક્ષા રાખતા નથી; બાળકો વિકળ છે; ઢોરો અવાચક છે; તપસ્વી, રોગી, દુઃખી, આર્ત્ત, અપંગ આદિ અશક્ત છે. આમ આ બધાં રોગ-શોક-દુઃખ આવ્યે નિરાધાર છે, લાચાર છે. કોઇમાં પોતાની જાતિને લઇ શક્તિ નથી, અથવા ઓછી છે; કોઇ પર સહાયની અપેક્ષા જ નથી રાખતા; કોઇ અવાચક હોવાથી પોતાનાં દુઃખ કહી શકતાં નથી; આમ આ બધાં વૈયાવૃત્યનાં પાત્ર છે. એઓનાં દુઃખ ટળે, તેઓને શાંતિ મળે, દીલાસો મળે, એઓની આંતરડી ઠરે,-આ બધાથી વૈયાવૃત્ય કરનારને અનંતું પુણ્ય અને અનંતી નિર્જરાનો લાભ છે. માટે આપણે તપના અભ્યંતર ભેદનો આ ત્રીજો પ્રકાર વૈયાવૃત્ય અવશ્ય યથાશક્તિ આદરવો ઘટે છે.

**ધ્યાન** ૪. અભ્યંતર તપનો ચોથો ભેદ ધ્યાન છે. ધ્યાન એટલે વસ્તુનું એકાગ્રપણે ચિંતવન, આ ચિંતવન બે પ્રકારનું છે: (૧) શુભ, (૨) અશુભ. તે પ્રત્યેકના પાછા બે બે ભેદ છે. અશુભ ધ્યાનના બે ભેદ (૧) આર્ત્ત અને (૨) રૌદ્ર ધ્યાન

છે. શુભના બે ભેદ (૧) ધર્મધ્યાન અને (૨) શુકલ ધ્યાન છે. પ્રથમ બે કેવળ છાંડવાં યોગ્ય છે. પર વસ્તુની ઇચ્છામાં પ્રવૃત્તિ કરવી અથવા પર વસ્તુના વિયોગની ચિંતા કરવી, એને આર્ત્તધ્યાન કહે છે. પર એટલે આત્માની નહિં તે, પુદ્ગલની. હિંસાદિ કર્મનો ઉપદેશ આપવો, ચિંતવવો, એ આદિ રૌદ્રધ્યાનના પ્રકાર છે. એ બંને ધ્યાનો આત્માને દુ:ખ ઉપજાવનારા છે. એ કેવળ છાંડવા યોગ્ય છે. ઇષ્ટ વિયોગ, અનિષ્ટ સંયોગાદિ આર્ત્તિરૂપ એના ઘણા ભેદ છે. સવિગત એનું વિવેચન સ્થાનાંતરે કર્યું છે. શુભ ધ્યાનના બે ભેદ (૧) ધર્મ અને (૨) શુકલ ધ્યાન એ બંને આદરવા યોગ્ય છે. શ્રી વીતરાગ સર્વજ્ઞ પરમાત્માનાં વચનો પર શ્રદ્ધા આણી જીવને સ્થિર કરવાનો, સમ્યક્ત્વ દૃઢ કરવાનો, તથા વૈરાગ્ય પામવાનો, ધર્મધ્યાનમાં ઉત્તમ હેતુ રહેલો છે. એ ધર્મધ્યાનના પણ સોળ ભેદ છે. ધર્મધ્યાન વડે સમ્યક્ત્વમાં સ્થિર, દૃઢ થઈ, વૈરાગ્ય પામી, સ્વસ્વભાવમાં સ્થિત થાય, આત્મ ચારિત્રમાં લીન થાય, સમાધિ ભાવમાં રમણ કરે, સ્વપરનો યથાતથ્ય વિવેક કરે, એ વગેરે શુકલ,–અખંડ, ઉજ્જવળ, ચંદ્ર જેવા નિર્મળ,–ધ્યાનના પ્રકાર છે. એના પણ ચાર ભેદ છે. એ બધા અન્ય સ્થળે કહેલા છે.

આમ જીવને માઠા ધ્યાનમાંથી વારી સારા ધ્યાનમાં રોકવો એ ધ્યાન તપ કહેવાય છે, મનને ગમે ત્યાં ભમવા દીધાથી તે આહટદોહટ ચિંતવી, નકામા તર્ક–વિતર્ક–કુતર્ક કરી, સંકલ્પ–વિકલ્પથી અનેક માઠાં કર્મ બાંધે છે; તે મનને સ્થિર કરી સદ્‌વિચારમાં પ્રેરતાં અનેક કર્મની

નિર્જરાનું કારણ થાય છે. માટે સદ્દવિચારરૂપી ધ્યાન એ અત્યંત નિર્જરાનું કારણ હોઇ અભ્યંતર તપનો એક ભેદ ગણાયો છે, તે વાસ્તવિક છે. આપણે મનને સદ્દવિચારમાં પ્રેરીએ તો ઘણી ઘણી નિર્જરાના ભાગી થશું.

સજઝાય

૫. **સ્વાધ્યાય** અથવા **સજઝાય**—અભ્યંતર તપનો પાંચમો ભેદ સજ્ઝાય છે. સજ્ઝાય એટલે સ્વાધ્યાય, પોતે પોતા વિષે અધ્યયન, અભ્યાસ કરવો તે. હું કોણ છું? કયાંથી થયો? મારૂં ખરૂં સ્વરૂપ શું છે? મારે કોની સાથે વળગણા છે? મારે રાખવા જેવું શું છે? છાંડવા જેવું શું છે? મારૂં શું છે? પારકું શું છે?—એ વગેરે વિચાર કરવો, એ વગેરેનું જ્ઞાન મેળવવું, એને સ્વાધ્યાય કહે છે. પૂર્વ મહાપુરુષોનાં ચરિત્રથી, દશા બોધથી, વૈરાગ્ય વાર્ત્તાથી, કર્મના ચમત્કારનાં દ્રષ્ટાંતથી, ચેતનના ભાવના દ્રષ્ટાંતથી આ સ્વાધ્યાય થઇ શકે છે. સત્શાસ્ત્ર વાંચન, પઠન, મનનથી, તે સંબંધી યથાવિનય જાણકાર પાસેથી પૂછીને સમજવાથી, તેનું ફરી ફરી પુનરાવર્ત્તન કરવાથી, તેનું અનુપ્રેક્ષણ કરવાથી, ધર્મકથા આદિથી આ સ્વાધ્યાય થઇ શકે છે. આ બધા પ્રકારથી જીવ કુણો થાય છે. કર્મના ચમત્કાર દેખી કંપે છે. તેથી મૂકાવા ઇચ્છે છે; ચેતનની શક્તિ જોઈ પોતે ખીલે છે, તે પ્રાપ્ત કરવા ભણી વીર્ય ઉલ્લસે છે. જે બધાં નિર્જરાનાં કારણો છે. આમ સજ્ઝાય નિર્જરાનાં કારણરૂપ હોવાથી તેને અભ્યંતર તપનો એક ભેદ ગણ્યો છે. તે સજ્ઝાયનું સ્વરૂપ સમજી આપણે એ અવશ્ય કર્ત્તવ્ય છે.

૬. કાયોત્સર્ગ—અથવા કાઉસગ્ગ. તપના અભ્યંતર ભેદમાં છઠ્ઠો ભેદ કાઉસગ્ગ છે. દેહથી આત્મા જૂદો છે, એવી

**કાઉસગ્ગ**

અનુભવરૂપ સ્થિતિનો અભ્યાસ પાડવો તેનું નામ કાયોત્સર્ગ. એ અનુભવ એકદમ નથી થતો, પણ ક્રમે કરી અભ્યાસ વડે થાય છે. જીવને હું દેહથી ભિન્ન છું એવું ભાન થતાં એનાં અનેક કર્મ નાશ પામે છે,—નવાં કર્મ નથી લાગતાં. એક વાર પોતાને અનુભવ થયો કે હું દેહથી ન્યારો છું,—પછી એ રસ એનામાંથી ખસતો નથી. અને એ અનુભવસુખના ભોગે બીજી કર્મ લાગે એવી પ્રવૃત્તિ આચરતો નથી. આવું રહસ્ય કાઉસગ્ગમાં રહેલું છે. જ્ઞાની કાઉસગ્ગને પરમોત્કૃષ્ટ અભ્યંતર તપનો ભેદ ગણે છે, તે યથાર્થ છે. પૂર્વના જેટલા મહા સત્પુરુષો સિદ્ધ થયા તે બધા કાઉસગ્ગ ધ્યાને; તે બધા દેહ આત્મા ભિન્ન હોવાની અનુભવસ્થિતિ પ્રાપ્તિ થઇ ત્યારે. આલંબન વિના જીવ શુદ્ધ કાઉસગ્ગ ન કરી શકે, માટે જ્ઞાનીઓ બાહ્ય અને અભ્યંતર એવા બે આલંબન કાયોત્સર્ગ અર્થે પ્રકાશી ગયા છે.

(૧) બાહ્ય આલંબન—

૧. અવસ્ત્ર શરીર—અવસ્ત્ર દેશ-કાળ તથા સંઘયણાદિ હીનતાને લઈ ન રહી શકાય તો એક જ ચોલપટ્ટો, ધોતીયું; તેટલાથી પણ શરીરને આર્ત્તધ્યાન આપવા રૂપ બાધા ઉપજે એમ હોય તો ખપ જોગું જ વસ્ત્ર.

૨. આસન—પદ્માસન અથવા જિનમુદ્રા—ઉભા ઉભા સ્થિર ટટ્ટાર, બે પગની પાની જરા અંતર મૂકી લગોલગ, પહોંચા જરા વધારે અંતર રાખીને ઉભવું.

૩. **નાસાગ્ર દૃષ્ટિ**—અર્થાત્ આંખની નજર નાકની દાંડી ઉપર સ્થિર રાખવી. અથવા ચક્ષુ બંધ રાખવા.

૪. અથવા નિર્જીવ વસ્તુપર દૃષ્ટિ રાખવી–પણ તે સીધી.

આ વગેરે બાહ્ય આલંબનના પ્રકાર છે. અભ્યંતર આલંબનમાં **શ્રી પંચપરમેષ્ટિનું** ચિંતન–સ્મરણ કરવું, તીર્થંકરોનાં ચરિત્રો ગાવાં, સ્મરવા, ચિંતવવા, સત્પુરુષોના ગુણગ્રામ કરવા, ચિંતવવા, શ્રવણ કરવા, સ્વદોષ જોવા, આત્મ ઐશ્વર્ય ચિંતવવું, સ્વપર ભેદ કરવો, વિચારવો, એ વગેરે અભ્યંતર આલંબન છે. **દેહ ઉપરનું મમત્વ ત્યજી દેવું અને ઉપર પ્રમાણે કરવું** એ કાયોત્સર્ગ. એમ કરવાથી કાયોત્સર્ગ વિશુદ્ધ થાય છે. તીર્થંકરાદિ મહા સત્પુરુષો, ગુણી પુરુષોનાં ચરિત્ર સ્મરણથી, શ્રવણથી, તેઓ કેમ આત્માર્થ પામ્યા એ સમજાય છે; તેઓએ કેવા પ્રકારે દેહ અને આત્માની ભિન્નતા અનુભવી તેનું જ્ઞાન થાય છે,–જે જ્ઞાન પોતાને જ એવો અનુભવ થવામાં સહાયભૂત થાય છે. માટે એકાગ્રચિત્તે, કાઉસગ્ગમુદ્રામાં રહી, એ સત્પુરુષો આદિનું, પંચ પરમેષ્ટિનું ચિંતન કરવું,–કે જેથી કાયોત્સર્ગ શુદ્ધ થાય. કાયોત્સર્ગનો આ અભ્યંતર તપનો છઠ્ઠો ભેદ કહેવાયો.

નિર્જરાનાં પરમ કારણ તપના આ બારે ભેદ કહેવાયા. એ બારે ભેદે અથવા ઓછા વધારે ભેદે તપ સમજીને કરવાથી ઘણાં ઘણાં કર્મ નિર્જરી જશે. જીવ પરિણામે મોક્ષ પામશે. તપનો મહિમા પ્રબળ છે. આત્મમળ દૂર કરીને તેને શુદ્ધ કરવાને તપ ઉત્તમ ઉપાય છે. એનો આપણુ સર્વને આશ્રય હો!

**ઉપસંહાર**

---

# ૫. વીર્યાચાર

અગાઉ જેમ જ્ઞાનાદિ ઉદય પામી નિર્મળ થવા માટે આવશ્યક આચરણના શિક્ષાપાઠ કહ્યા છે,– તેમ કેવા પ્રકારે વર્ત્તવાથી વીર્ય ઉલ્લાસ પામી સારૂં પરિણામ આપે છે,—તે પણ જાણવું અવશ્યનું છે.

ઉદ્દેશ

**બળ આત્માનું**—વીર્ય એટલે બળ, શક્તિ, ઉત્સાહ, ઉમંગ પ્રમુખ એનો અર્થ થાય છે.

**એ બળ તે આત્માનું.** તે ત્રણ પ્રકારે ફેરવી શકાય છે; શરીર વડે, મન વડે, અથવા વચન વડે.

આત્મા હોય તો જ એ ત્રણે, મન, વચન અને કાયા કામ કરી શકે છે. અર્થાત્ શરીરયોગ, મનયોગ, અને વચન યોગ જ્યાં લગણ શરીરમાં ચેતન હોય ત્યાં લગણ જ પ્રવર્ત્તી શકે છે. ચેતન રહિત થયે એ બધાં નાશ પામે છે. તાત્પર્ય કે **વીર્ય** તે **ચેતનનું જ છે;** દેહ, કે મન, કે વચનનું નથી. પણ દેહને વિષે રહેલો જીવ પોતાનું વીર્ય ત્રણ પ્રકારે પ્રવર્ત્તાવી શકે છે,–શરીર વડે, મન વડે, કે વચન વડે. **એ આત્માનું વીર્ય અનંત છે.** તે જેમ જેમ વપરાય છે, તેમ તેમ વૃદ્ધિ પામે છે, અર્થાત્ નવું વિશેષ વિશેષ નીક-

**અનંતવીર્ય આત્મા**

ળતું આવે છે. જેમ જ્ઞાન દેવાથી, વાપર્યાથી વૃદ્ધિ પામે છે, તેમ વીર્ય પણ વાપર્યાથી વૃદ્ધિ પામે છે. જેમ હીરાને ઘસી, ઓપી, ફરી ફરી પહેલ પાડવાથી તે ચળકતો, તેજસ્વી, મૂલ્યવાન થાય છે, અથવા આરસને ઘસવાથી–ઓપવાથી તે આરીસા જેવો થઈ શકે છે, તેમ વીર્યને ઘસવાથી, વાપરવાથી તે વૃદ્ધિ પામે છે.

**સારો માઠો ઉપયોગ**

હવે જેમ હીરા કે આરસનો સારો માઠો ઉપયોગ થઇ શકે છે, જેમકે શ્રી જિનેશ્વરના આભૂષણ અથવા ભવ્ય પ્રાસાદ અર્થે વાપરવો, એ સારો ઉપયોગ,–અને પોતાના કેવળ વિષયભોગની તૃપ્તિ અર્થે વાપરવો એ માઠો ઉપયોગ,–તેમ વીર્યનો પણ સારો માઠો ઉપયોગ કરી શકાય છે. સારા ઉપયોગનું ફળ–પરિણામ સારૂં છે; માઠા ઉપયોગનું ફળ–પરિણામ માઠું છે. વીર્યને સારે રસ્તે પ્રવર્ત્તાવવાથી ઉત્તમ ગતિ, નિર્જરા, મોક્ષ પ્રમુખ પામવારૂપ ફળ છે; ત્યારે માઠે રસ્તે પ્રવર્ત્તાવવાથી માઠી અધોગતિ, નરક પ્રમુખ દુઃખ પામવારૂપ માઠાં ફળ છે. વળી વીર્યનો સદુપયોગ કરવાથી તે વૃદ્ધિ પામે છે, અને ઉત્તમ ગતિના કારણરૂપ થઈ તે તે ગતિવિશેષે વિશેષ વૃદ્ધિ પામે છે, ઉજ્જવળ થાય છે; ત્યારે તેનો માઠો ઉપયોગ કરવાથી જો કે તાત્કાલિક તો તે વૃદ્ધિ પામે છે, પણ પછી અધોગતિમાં જવારૂપ પરિણામને લઇને તે ગતિવિશેષે કાં તો દબાઈ જાય છે, અને કાં તો વિશેષ વિશેષ માઠાં પ્રવર્ત્તનમાં, અત્યંત દારૂણ, પરિણામે દુઃખકારી પ્રવૃત્તિમાં, પ્રવર્ત્તે છે. માટે વીર્યનો ઉલ્લાસ

કરવા અર્થે, તેનો ક્ષયોપશમ વધારવા અર્થે જીવે એનો સારા સ્થાને, સારા ક્ષેત્રે, સત્કાર્યમાં ઉપયોગ કર્તવ્ય છે.

વીર્યને ઉલ્લાસ પામવાનો એનો સદ્વ્યય કરવારૂપ એક પ્રકાર બતાવ્યો, તે મન, વચન, અને કાયા ત્રણે વડે સમજવાનો છે.

**મનોબળ**ને માઠા રસ્તે ન વાપરવું; અર્થાત્ જેથી કરીને પોતાને ભવભ્રમણરૂપ હાનિ થાય, અસદ્ગતિનું કારણ થાય, તેવા હેતુએ, પોતાની વિષયઇચ્છા તૃપ્તિ અર્થે એનો ઉપયોગ ન કરવો. મેસ્મેરીઝમ (Mesmerism), હીપ્નોટીઝમ (Hipnotism) પ્રાણવિનિમય, વશીકરણ, નજર બાંધવી, અવધાનશક્તિ બતાવવી, અષ્ટાવધાન, શતાવધાન, સહસ્રાવધાનના પ્રયોગો–એ આદિ મનોબળનાં પ્રકાર છે. વિચારની એકાગ્રતાથી એ થઇ શકે. જ્ઞાનીઓનાં મનોબળ બહુ પ્રબળ હોય છે; પણ તેઓ એનો દુરુપયોગ ન કરે. તેઓ એ બળનો કેવળ આત્મવિચારણામાં, તત્ત્વપ્રકાશમાં, અને બીજાને તથા પોતાને હિત થાય એ અર્થેજ ઉપયોગ કરે. લોકોમાં મનાવા–પૂજાવા, કે માન–પ્રતિષ્ઠા પામવા અર્થે, અથવા પોતાની કલ્પનારૂપ જિજ્ઞાસા પૂરી પાડવા અર્થે, કે લોકોને ચમત્કાર દેખાડી, વ્યામોહ પમાડી પોતાના વશ કરી લઈ પોતે તેઓના દેવ, કે ગુરુ, કે તારણહાર તરિકે પૂજાવારૂપે ન વાપરે–પણ પોતે અને બીજા જીવો ભવદુઃખમાંથી કેમ છૂટે, મ્હોટામાં મ્હોટાં એવાં જન્મ–મરણનાં દુઃખમાંથી કેમ છૂટે એજ ચિંતવનમાં, વિચારણામાં, શોધનમાં વાપરે; શાસ્ત્રાર્થ વિચા-

રવામાં વાપરે. પૂર્વના મહાપુરુષો અલ્પ સમયમાં ચૌદપૂર્વી જ્ઞાન પામી જતા, તે આવા મનોબળ વડે. તેમજ કોઇ કારણવિશેષે વીતરાગ માર્ગ ઉપર બહુ સંકટ આવ્યું હોય, અથવા કોઇ પરમ વીતરાગ મુનિને સંકટ આવ્યું હોય, અને મનોબળનાં ચમત્કારથી તે ટળે એમ હોય, અથવા કોઇ જીવો કેવળ એવા મનોબળના ચમત્કાર વડે વીતરાગ માર્ગ પામવારૂપ ફળ જણાતું હોય, તો તે જ હેતુએ મનોબળનો ચમત્કાર આદિ દેખાડવારૂપે ઉપયોગ થાય, તો તે તો નિર્જરાનાં કારણરૂપ છે.

મન એ જડ વસ્તુ છે. ચેતનની સ્ફૂર્ત્તિ વડે તેનામાં એવું જોર આવે છે કે તે ચિંતવે તેમ બીજા પુદ્ગલો તેનાથી આકર્ષાય, વીખરે, મોટા થાય, નાના થાય, પાસે આવે, દૂર જાય, જેમ લોહચુંબક લોહને આકર્ષે તેમ મનોબળ બીજી પૌદ્ગલિક વસ્તુઓને આકર્ષે,—મનોબળ વડે આવા અનેક ચમત્કારો થઇ શકે છે. પણ આત્માર્થીઓ પોતાના મનોબળનો કોઇ પ્રકારે કદી પણ દુરુપયોગ કરે નહિં. હાલ કાળ જોતાં તો જો કે જીવોની મનશક્તિ કેવળ ક્ષીણ થઈ ગઈ છે, પણ નહિં તો મનોબળથી પોતાના રોગાદિ પણ જીવ દૂર કરી શકે. મન એ ખરેખરો આંતર્વૈદ્ય છે. હાલની Homeopathy કે Alopathy એ વગેરે મનોબળના પર્યાયરૂપે જન્મ પામેલા વ્યાધિ ઉપશાંત કરવાના પ્રકાર છે; પણ તેનો સર્વથા જય નહિ થવાનું કારણ જીવોમાં જોઇતાં મનોબળની ખામી છે. અથવા એની અસર ન થવા દે એવું વિરુદ્ધ—ઉલટું મનોબળ હોય છે. એ ગમે તેમ હો, પણ સમ્યગ્દૃષ્ટિ જીવ પોતાના

મનોબળને વિકસાવી, તેનો આ પ્રકારે ઉપયોગ ન કરે; રોગાદિના પ્રતીકારરૂપે પણ તેનો તે ઉપયોગ ન કરે; કારણ કે એ નિર્જરામાં અંતરાયરૂપ છે. તે તો એનો કેવળ આત્મહિતાર્થે, પરાત્મહિતાર્થે ઉપયોગ કરે. આ મનોબળ જન્મથી પણ પ્રાપ્ત થાય છે, અને અભ્યાસે કરીને પણ ખીલે છે; અને ક્ષયોપશમરૂપ ચેતનાવીર્ય હોવાથી આ મનોબળ પ્રસંગ પામી હાનિ–વૃદ્ધિ પામ્યા જ કરે છે. મનોબળનો અસદુપયોગ કરનારા જીવો પરિણામે ભવાંતરે સંમૂર્છિમ અવસ્થા પામે છે, અસંજ્ઞીપણે અવતરે છે. આત્માર્થી દુરુપયોગથી ત્રાસે.

**વચનબળ**

વચનબળથી ઘણા જીવો બીજાને હસાવે છે, રમાડે છે, છેતરી લે છે, વશ કરે છે, અસર કરે છે, નચાવે છે. કોઈનામાં બહુ વાક્ચાતુરી હોય છે; કોઇ બાહોશ વક્તા હોય છે; પ્રસંગને અનુસરતું બોલી શકે છે; અનેક પ્રકારના વાણીના વિનોદ ઉપજાવે છે; વિધવિધ ભાષાઓ, વિવિધ વચનો, પંખી–પશુના અવાજો, રાગોનું આબેહુબ અનુકરણ કરે છે, આ બધા વચનબળના વિલાસ છે. એ વચનબળનો પણ સારો માઠો ઉપયોગ થઈ શકે છે. કોઈ પોતાની વક્ર વાણી વડે નિર્દોષ જીવનાં મર્મ ભેદી કર્મ બાંધે છે. તો કોઇ પોતાની શાંત, મધુરી વાણી વડે ઉપદેશામૃત સિંચી, સંસારતાપથી તપેલા જીવોને ઠારી અનંતી નિર્જરા કરે છે. કોઇ એની એ જિહ્વાબળે શાંત, મધુરાં, મૃદુ, પ્રિય વચનો ઉચ્ચારી શત્રુને મિત્ર કરે છે; તો કોઈ એ જ જિહ્વાએ કઠોર, અપ્રિય, વક્ર વચનો વદી મિત્રને શત્રુ કરે

છે. કોઈ વચનબળે કરી પરમાત્મસ્વરૂપ પામેલા પરમ સત્પુરુષોના, ગુણી પુરુષોના ગુણ ગાઇ નિર્જરા કરે છે; ત્યારે કોઇ વચન બળે કરી અન્ય જીવોની નિંદા ગાઈ, સત્પુરુષોના અવર્ણવાદ બોલી અનંત સંસારમાં ડૂબે છે. કોઈ વક્તૃત્વ શક્તિ વડે મુગ્ધ જીવોને ઉશ્કેરી લડાવી મારે છે, અથવા રાજદ્રોહ, કે દેશદ્રોહ, કે આત્મદ્રોહ કરી મહાન બખેડો જગાવે છે, તો કોઇ એ જ વક્તૃત્વશક્તિ વડે ઉપરાંઠા થએલા, ઉશ્કેરાએલા જીવોને શાંત કરી, રાજમાં, દેશમાં, આત્મામાં શાંતિ ફેલાવે છે. આમ વચનબળ પણ અનેક પ્રકારનું છે. અને તેનો સારો નરસો ઉપયોગ થઈ શકે છે. સદ્વ્યય કરવાથી એનું નિર્જરારૂપ ફળ મળે છે; અસદ્વ્યયથી કર્મબંધરૂપ ફળ મળે છે. એકથી સંસારની હાનિ છે; બીજાથી સંસારની વૃદ્ધિ થાય છે. ડાહ્યા પુરુષો વચનબળનો સત્ય, હિત, મિત, પથ્ય ઉચ્ચારવામાં ઉપયોગ કરે છે; સાવદ્ય વચનથી વિરમે છે. તો તેઓના જિહ્વાગ્રે સરસ્વતી વાસો કરે છે. પામર જીવો પોતાને મળેલ વાક્શક્તિનો અસત્ય, અપ્રિય, સ્વપરને અહિતરૂપ વેણો કાઢવામાં ઉપયોગ કરી, પાપ બાંધે છે, અને પરિણામે તે જ ભવમાં, કે ભવાંતરે મુંગા, બહેરા, કે બોબડાપણું પામે છે. આમ વિચારી આત્મહિતૈષી જીવે પોતાને મળેલ વાણીપ્રસાદનો ઉપયોગ વીતરાગ વાણી પ્રકાશવામાં, સંસારદુઃખે દાઝતા જીવોને ઉપદેશામૃતથી શાંત કરવામાં, વીતરાગ શાસન વર્દ્ધમાન પામે એવા પ્રકારે વાપરવામાં કરવો ઘટે છે. એથી અનંતી નિર્જરા છે. લોકોમાં માન-પ્રતિષ્ઠા પામવા માટે, કે મનાવા પૂજાવા માટે, કે

લોકોમાં અગ્રેસર થવાના હેતુએ, ગાડરીઆ પ્રવાહને પોતા-ભણી ખેંચવા અર્થે તમાસા કરી બજાવવા આદિ પુણ્ય હારી જઈ રઝળવાના હેતુએ, વચન બળનો ઉપયોગ કરવો ઘટે નહિં.

કાયબળ

મનોબળ, વચનબળની જેમ વાત કહી, તેમ કેટલાક જીવો પ્રચંડ ભુજાબળ ધરાવે છે; મજબુત સંઘયણ ધરાવે છે; જબરો શારીરિક બાંધો ધરાવે છે. ધારે તો એક મુષ્ટિના પ્રહાર વડે બીજાના પ્રાણ હરી લે, ચપટી વડે સોપારીનો ભુકો કરી નાંખે; મૂઠી મારી નાળીયેર ફોડી નાંખે; હાથના આંચકાવડે લોઢાની સાંકળ તોડી નાંખે; પગની પાટુવડે જબરી મજબુત ભીંત પાડી નાંખે; પોતે સુએ અને ઉપર પાંચ માણુસ ગુંદે તોપણ પોતાને કાંઈ જણાય નહિં; પોતે સુએ અને પાંચ માણુસ ઉપાડવા માંડે, તોપણ ખેંચાય નહિં; ખાંડી જેટલાં ભારનાં લોઢાનાં બખ્તર શરીર પર ધારણ કરી શકે; તેટલા ભાર સાથે દોડે; શરીરના અવયવોને ગમે તેમ વાળી શકે; ઉંચી ભીંતો ઠેકી શકે; શરતની રમતોમાં એક અશ્વ પરથી કૂદી બીજા પૂર જોસમાં દોડતા અશ્વ પર સ્વાર થાય; નિરા-ધારપણે દોરડા પર નાચે; અજાયબી ઉપજાવે એવી શારીરિક કસરતના પ્રયોગો કરી બતાવે,—એ બધા શરીરબળના પ્રકાર છે. કોઇનું શરીર ભલે પાતળું હોય, કે જાડું હોય, ઠીંગણું હોય કે મોટું હોય,—પણ આવી શારીરિક શક્તિ ઘણાની હોય છે. તે જન્મથી પણ હોઈ શકે છે, અને અભ્યાસે કરીને આવે છે. આ શક્તિનો પણ જો પર જીવને પરિતાપ ઉપ-

જાવવા પ્રમુખ અસદુપયોગ થાય તો કર્મ બંધનરૂપ છે. તમાસા દેખાડી, જીવોને વ્યામોહ પમાડી, પેટ ભરવા નિમિત્તે એનો ઉપયોગ એ તો કેવળ ક્ષુદ્ર છે; નિર્બળ જીવોને બચાવવા, અબળાઓનું રક્ષણુ કરવામાં, અન્યાયીને શાસન આપવામાં, ન્યાયીનું, આત્માર્થીઓનું, સંયતિઓનું રક્ષણુ કરવામાં, વીતરાગ માર્ગના અંતરાય ટાળવામાં એનો ઉપયોગ કરવામાં આવે તો અનંત નિર્જરાનું કારણુ છે. શરીરબળનો પણુ જો બીજાને મારવામાં, દુઃખ ઉપજાવવામાં, ધમકી વડે ડરાવવામાં, પરિતાપ ઉપજાવવા આદિમાં, અથવા ખાતર પાડવામાં, વાટપાડુ થઈ વાટે જતા આદમીઓને લુંટવામાં, નિર્બળને બ્હીવડાવી તેના ધન-પ્રાણુ હરવામાં, શસ્ત્રાસ્ત્ર વડે બીજા જીવોના અવયવો છેદવામાં, આદિ અસદ્ ઉપયોગ કરવામાં આવે, તો જીવ તે જ ભવે અથવા ભવાંતરે રોગી થાય, બળહીન થાય, લુલો થાય, પાંગળો થાય, પિંડરોગી થાય, આંધળો થાય,–પ્રમુખ અનેકવિધ દુઃખ પામે. આમ વિચારી સ્વહિતવાંછક જીવ પોતાને પ્રાપ્ત થએલા શારીરિક બળનો ઉપયોગ પોતાને અને પરને હિત થાય એમ કરે.

આ પ્રકારે આ ત્રણે મનોબળ, વચનબળ, અને કાયબળ વિષે સંક્ષેપમાં કહેવાયું. ફરી કહેવાનું કે એ ત્રણે બળ આત્મવીર્યની સ્ફુરણાને લઈ પ્રવર્ત્તે છે.

**પ્રેરક બળ ચેતનનું** આત્માનો વીર્યોલ્લાસ ન હોય તો એ ત્રણમાંથી એકે કામ કરી ન શકે. એ ત્રણે જડ છે, તેને પ્રેરનાર બળ ચેતનનું છે. આ જ પ્રગટ બતાવે છે, કે શરીરમાં આત્મા જેવી ભિન્ન વસ્તુ છે; જે જ્ઞાન-દર્શન-

ચારિત્ર–વીર્ય–ઉપયોગરૂપ ગુણવાળી છે; જે ગુણ લઇને જ દેહ અને તેમાં રહેલાં વચન–મન પ્રવર્તી શકે છે. એ ગુણો ન હોય અર્થાત્ ચેતન દેહમાં ન હોય, તો તે શરીર કે મન, કે વચન કશું કામ કરી શકતાં નથી. આ વાત આપણે ખસુસ યાદ રાખી ફરી ફરી વિચારી, નિર્ધારવા જેવી છે.

**સદુપયોગ અને દુરુપયોગ**

મનુષ્ય દેહમાં ચક્રવર્તીનાં મનોબળ, કાયબળ, અને વચનબળ સર્વોત્કૃષ્ટ હોય છે, એમ આપણને શાસ્ત્રોથી માલમ પડે છે. અને તે સર્વોત્કૃષ્ટ બળનો જો ચક્રવર્તી સદુપયોગ કરે, તો તે મોક્ષ પામે છે. અને અસદ્ ઉપયોગ કરે તો સાતમી નરકે જાય છે. તાત્પર્ય કે આત્મવીર્યની ગમે તેટલી સ્ફુરણા થઈ હોય, પણ જો તેનો વિભાવિક ઉપયોગ થાય તો માઠી ગતિરૂપ ફળ મળે છે. અને સ્વસ્વભાવને અનુસરી સદુપયોગ થાય તો પંચમગતિરૂપ ફળ મળે છે; કેવળ દૃષ્ટિ ફેર જોઇએ છે. **દૃઢપ્રહારી** ઉગ્રવીર્યવાળો, મનોબળવાળો, કાયબળવાળો, વચનબળવાળો હતો અને તેથી ઘણા જીવોને ત્રાસનો હેતુ હતો; તે જ રૂપે એણે પોતાને પ્રાપ્ત થએલાં વીર્યનો ઉપયોગ ચાલુ રાખ્યો હોત તો, અવશ્ય અધમ નરક ગતિ પામત; પણ દૃષ્ટિ ફરી ગઈ, સન્માર્ગ સૂઝ્યો, અને તે જ વીર્યનો તેણે આત્મસ્વભાવ પ્રગટ કરવામાં, કર્મને હણી કાઢવામાં ઉપયોગ કર્યો; તો અલ્પ સમયમાં કર્મને હણી નાંખી કૈવલ્ય વર્યો. **ભરત** મહારાજાએ પોતાના વીર્યબળે કરી છ ખંડ પૃથ્વી સાધી; અને એ જ મનોબળ વડે આત્મવિચારમાં વળી અલ્પ સમયમાં કૈવલ્ય પ્રાપ્ત કર્યું;–

જ્યારે સુભૂમ ચક્રવર્તીને એ જ બળ, એ જ મનોબળ, પરિગ્રહ ચિંતવનામાં વપરાયાથી સાતમી નરક પામવાનાં કારણરૂપ થયું. તાત્પર્ય કે આત્માના વીર્યનો પ્રબળ ક્ષયોપશમ વર્ત્તતો હોય તો તેના સારાં નરસાં ફળનો આધાર તે વીર્યના સારા નરસા ઉપયોગ ઉપર છે; અને સારો નરસો ઉપયોગ દૃષ્ટિ ઉપર રહેલો છે. હાલના જ ફોટોગ્રાફ આદિ શોધનારા ઍડીસન જેવા શોધકોનું ભેજાબળ, મનોબળ કેવાં મજબુત હોવાં જોઇએ? સુવેઝની કૅનાલ ખોદનારનું ભેજું કેવું મજબુત અને દૃઢવીર્યવાળું હોવું જોઇએ? મોટા જબરા પહાડો કોરી અંદરથી રેલ્વે લાઈનો કાઢી જવા આવવાના રસ્તા સરળ કરી આપવાની યોજનાને પહોંચવાવાળાનું મનોબળ કેવું હોવું જોઇએ? બહુજ જબરૂં. **એ મનોબળ કે ભેજાબળનો ઉપયોગ જો આત્માર્થે થાય તો પરમ કલ્યાણરૂપ છે.** આત્મવીર્યની સ્ફુરણાનું એ જ વાસ્તવિક ફળ છે. બાકી તો જીવને સંમૂર્ચ્છિમ દશા પામવારૂપ ફળ છે. જ્ઞાનીઓની દૃષ્ટિએ આમ લાગે છે.

આત્માનું વીર્ય જેમ સદુપયોગ વડે વિકાસ પામે છે, નિર્મળ થાય છે, વિશુદ્ધ થાય છે, ક્ષયોપશમ વિશેષ પામે છે, તેમજ તે વિકસાવવા આદિમાં નીચેની બાબત પણ ધ્યાનમાં રાખવાની છે.

છતું મનોબળ હોય, છતું વચનબળ હોય, છતું કાયબળ હોય, છતાં પ્રમાદવશ થઈ તેનો સદુપયોગ કરવામાં ન આવે, અથવા સદુપયોગમાં મોળાશ રાખ-

**સદુપયોગથી વિકાસ**

વામાં આવે તો તે બળ કટાઈ જાય છે; તેના પર આવરણ અંતરાય કર્મ લાગે છે; જીવ પોતે પોતાને મળેલ ઋદ્ધિ જાણી જોઇને પ્રમાદે કરી ગુમાવી દે છે, અને ભાવી પશ્ચાત્તાપનાં કારણો વ્હોરે છે. માટે એક પળ પણ જીવે પ્રમાદ નહિં કરતાં પોતાની શક્તિનો પોતાના હિતમાં ઉપયોગ કરવો ઘટે છે. એ શક્તિ એ ઉપયોગથી વિકાસ પામે છે, વૃદ્ધિ પામે છે, સત્તેજ પામે છે. જેમ હમેશાં વપરાતી કુંચી ચળકતી રૂપા જેવી લાગે છે, અને અણવપરાતી કુંચી કાટ ખાઈ કાળી કીટોડા જેવી થઇ જાય છે, તેમજ આત્માના જ્ઞાન–દર્શન–વીર્ય ગુણનું સમજવાનું છે. જેમ જેમ એ જ્ઞાન–દર્શન–વીર્યનો ઉપયોગ થાય, તેમ તેમ એ ત્રણે સત્તેજ થાય છે, વૃદ્ધિ પામે છે, વિકાસ પામે છે, નિર્મળ થાય છે, અને જીવને પરમાણંદના કારણ થાય છે. ફક્ત જીવે આળસ, પ્રમાદ છાંડી ઉદ્યમ–પુરુષાર્થ કરવો એ જ જરૂર છે.

મનુષ્ય દેહે આપણને વિચારશક્તિ મળી છે, મનોબળ મળ્યું છે; છતાં આપણે એનો સાર–અસાર વિચારમાં, સત્શાસ્ત્ર ચિંતવનમાં, સત્પુરુષોનાં ચરિત્રોના મનનમાં, આપણું અને બીજા જીવોનું કેમ કલ્યાણ થાય એ યોજનામાં, સુકૃત, પુણ્ય, અને ગુણના અનુમોદનમાં, એ આદિમાં ન પ્રેરીએ તો આપણા જેવા મૂર્ખ કોણ?

"અવસર પામી આળસ કરશે,
તે મૂરખમાં પહેલોજી."

શ્રી યશોવિજયજી

વિચાર કરીએ તો વિચાર વધે, વિશુદ્ધ થાય; પણ ન કરીએ તો દબાઈ જાય, એ શક્તિ મંદ પડી જાય. હાનિ કોને? આપણને જ. શાને લઈને? આપણા જ પ્રમાદને લઈને. માટે વીતરાગ પરમાત્મા આપણને મળેલ મનોબળનો, વિચાર શક્તિનો સદ્વિચારમાં પોતાનું કલ્યાણ થાય એવા વિચારમાં ઉપયોગ કરવા બોધ આપી ગયા છે. એ બોધ કેવળ હિત-દાયી છે. માટે પ્રમાદ છાંડી આપણે આપણને મળેલ વિચાર શક્તિનો—મનોબળનો સદ્‌ઉપયોગ કરવો કે જેથી અનંત નિર્જરા કરી પરમ શાશ્વત સુખ પામીએ.

**દુરુપયોગથી હાનિ**

તેવુંજ વચનબળ અને શરીરબળના સંબંધમાં સમજવાનું છે. આપણને વચનબળ અને શરીરબળ પ્રાપ્ત થયાં હોય, અને તેથી આપણે આપણું તથા બીજાનું શ્રેય કરી શકીએ એમ હોઈએ, છતાં પ્રમાદ વશ થઈ, કે આળસથી કે વિષયવિવશ થઈ એનો સદુપયોગ ન કરીએ, ગેરઉપયોગ કરીએ અથવા નકામાં કાઢી નાંખીએ તો આપણે જ આપણા ભાણામાં પાણો નાખવા જેવો પ્રકાર આદરીએ છીએ, ગેર-ઉપયોગ કરવાથી માઠાં કર્મ બાંધી દુર્ગતિ વ્હોરી લઈએ છીએ; પ્રમાદવશ થઈ નકામા રાખવાથી એ બળ કટાઈ જાય છે. ધ્યાનમાં રાખવાનું છે કે શરીરનું વીર્ય—ધાત મનના વીર્યને બહુ ઉપકારી છે; વિષયાસક્તિમાં કે હદબહાર એનો નાશ કરવાથી મોટો જોખમ રહેલો છે; રોગાદિ એને લઈને છે. માટે શરીરનું વીર્ય—ધાત બહુ જાળવવાં. શીલ—બ્રહ્મ-ચર્યના વિષયમાં આ બાબતમાં વિશેષ કહેલું છે. જો કે વચન,

મન, અને કાયા નકામા તો કદી બેસતાં જ નથી. મન માંકડો તો એ વચન અને કાયાને ઈચ્છે તેમ નચાવ્યાજ કરે છે. મન માંકડો કદી સ્થિર થઈ બેસતો જ નથી. એટલે જો ઉપયોગ ન રાખીએ તો એ બધાં બળો વિપરીતરૂપે જ વપરાઈને અધોગતિનાં ફળ વાવે છે. પણ મન મર્કટને વશ રાખી એને સન્માર્ગે રોકવામાં આવે તો પછી એ બધાં બળો બહુ સારૂં કામ કરી નિર્જરાનાં ફળ આપે છે. માટે

**પ્રમાદનું પરિણામ**

છતી શક્તિએ વીર્યને સ્વપર હિતમાં ન યોજવું, એ પ્રાપ્ત કરેલ બળ હારી જઈ અંતરાય વ્હોરી લેવા જેવું છે. જેમ એક લૌકિક દૃષ્ટાંત લઈએ, કે રાજ સરકારે આપણી લાયકાત અને શક્તિ જોઈ આપણને એક ઉંચો માનભર્યો હોદ્દો આપ્યો. હવે એ હોદ્દા ઉપર ગયા પછી એ હોદ્દાને જેબ આપે એવી રીતે આપણી લાયકાત અને શક્તિનો આપણે ઉપયોગ પ્રમાદવશ થઈ ન કરીએ, તો શું પરિણામ આવે ? સરકાર આપણને એ હોદ્દાથી ઉતારી પાડી આપણને નાલાયક ઠરાવી ફરી એવો હોદ્દો ન આપે એ. આમાં અંતરાય કોણે આણ્યો ? આપણે પોતે જ પ્રમાદે કરીને. તેમજ એમ સમજો કે પૂર્વે સત્કર્મ કરી લાયક થઈ પાત્ર થઈ, આપણે આ મનુષ્ય દેહને પાત્ર થયા. તેમાં આપણને મન, વચન, કાય શક્તિના સદુપયોગ વડે આ મનુષ્યપણાને લાયક થયા. હવે આપણે આ મનુષ્યપણામાં આવી પ્રમાદવશે આપણને મળેલ શક્તિનો સદુપયોગ ન કરીએ તો શું પરિણામ આવે ? એ જ કે આપણે મનુષ્યપણાથી ઉતરી પડી હલકી તિર્યંચ નરકની પંક્તિમાં જવું પડે. આમાં અંતરાય

કરનાર કોણ ?–આપણે પોતે જ પ્રમાદ વશે કરીને.

આ માટે પરમ સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા આપણને

**આત્માર્થે સર્વ શક્તિનો ઉપયોગ**

આ મનુષ્યદેહે પ્રાપ્ત થયેલી શક્તિઓનો સદુપયોગ કરવાનું, સ્વપર હિતાર્થે ઉપયોગ કરવાનું, આત્મહિત સાધવાનું, દુરુપયોગથી વિરમવાનું, તે શક્તિને વાપરી સદા ઉજળી ચકચકિત રાખવાનું, તે શક્તિઓ વડે ઉત્તરોત્તર સારી પદવી–ગતિ, પંચમ ગતિ પામવાનું, ફરી ફરી કહી ગયા છે.

વીર્યાચારના આ પ્રકાર કહેવાયા. એ ફરી ફરી વિચારી તે પ્રમાણે વર્ત્તતાં પરમ કલ્યાણ છે.

**ઉપસંહાર**

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ આત્માના ગુણો, તે વિકસાવવા કેટલાંક શિક્ષારૂપ વર્ત્તનોનો અત્રે સંક્ષેપમાં બોધ થયો. પરમ સદ્ગુરુ સમીપે અથવા શાસ્ત્રદ્વારા એના વિગતે સ્વરૂપ–ભેદ વિચારી નિર્ધારવા યોગ્ય છે. નિર્ધારી તે પ્રમાણે ચાલવા યોગ્ય છે.

આ પવિત્ર આચારોની આરાધનાથી અનંત કર્મોની વિરાધના છે. ૐ શાંતિઃ



ॐ नमो तित्थस्स

# સ્વામિવાત્સલ્ય

## પૂર્વ ખંડ

"स्वधर्मं यः पुष्णाति नमस्तस्मै सर्वदा"

મ. શ્રી. મહેતા.

સ્વામિવાત્સલ્યનો માત્ર સંઘ કે નોકારશી જમાડવારૂપ જે રૂઢ અને સાંકડો અર્થ થઈ ગયો છે, તેને દેશ–કાળ જોતાં ખરા સ્વરૂપમાં સમજાવવાની બહુ આવશ્યકતા છે; અને એ અંગે આ વિષયનો ઉપક્રમ થાય છે. આ તો

**પ્રસ્તાવના**

નિર્વિવાદ વાત છે, કે જૈન કોમ પૂર્વકાળના જૈનો કરતાં ઘણે દરજ્જે ગરીબ છે, અને ઉત્તરોત્તર ગરીબ થતી આવે છે; એટલું જ નહિં, બલકે વર્ત્તમાન બીજી ઘણીખરી કોમોની સરખામણીમાં પણ એ કોમ ગરીબ છે. કયાં કારણે એ ગરીબાઇ આવી છે, વધી છે, આવે છે, અને વધે છે, તેમ કયાં કારણોથી એ ગરીબાઈ ટળે, એ જણાવવાનો આ વિષય નથી. "એટલે જૈનોમાં ગરીબાઈનાં કારણો અને તે ટાળવાનાં સાધનો," એ વિષયને અલગ રાખી હાલ તો સાહામિવચ્છલ (નોકારશીનાં જમણ) ના બ્હાને જે લખલૂટ પૈસા ખર્ચાય છે, તે તેમ વિવેક વિના નહિં ખર્ચાતાં, ગરીબ જૈન ભાઇઓને યથાયોગ્ય આશ્રયરૂપે, સહાયરૂપે થાય, દેશ–કાળાનુસાર વપરાય, તો તે પણ "સાધર્મિક વાત્સલ્ય"નો એક અત્યુત્તમ પ્રકાર છે, એમ દેખાડવાનો આ વિષયનો હેતુ છે.

"સાહામિ" એટલે સાધર્મિક, એકજ ધર્મવાળા, ધર્મ-બંધુ, ધર્મભાઇ; અને "વચ્છળ"—એટલે તેના પ્રતિ વાત્સલ્ય ભાવ, પ્રેમભાવ, મૈત્રીભાવ, તેનું કેમ શ્રેય થાય એવી લાગણી, હિતબુદ્ધિ, આદરબુદ્ધિ ઇત્યાદિ. અર્થાત "સાહામિવચ્છળ" એમ સૂચવે છે, કે એકજ ધર્મવાળા, ધર્મબંધુઓ પ્રતિ પ્રેમભાવ, વાત્સલ્યભાવ, (ગાયનો જેમ પોતાનાં વત્સ—વાછરડા પ્રતિ પ્રેમભાવ—વાત્સલ્ય ભાવ હોય એવો ભાવ) હિતબુદ્ધિ દાખવવાં તે. પ્રશ્ન ઉઠશે, કે એ "સાધર્મિક" કોને ગણવાં? વસ્તુના મૂળધર્મને અવલંબીને, નિશ્ચય સ્વરૂપ લક્ષમાં રાખીને, મૂળ મુદ્દાને અનુસરિને જો વાત કરીએ, તો તો જીવ માત્ર, દેવ—મનુષ્ય—તિર્યંચ—નારકી, કીડી—કુંજર, એ આદિ જીવમાત્ર, ભૂતમાત્ર, સત્વમાત્ર સાધર્મિક છે, એક જ ધર્મવાળાં છે. જીવત્વ જાતિએ કરીને, ચેતના લક્ષણે કરીને, ઉપયોગ ધર્મને લઇને જીવમાત્ર એક જ ધર્મવાળાં સાધર્મિક છે. એ જીવમાત્ર પ્રતિ, ભૂત માત્ર પ્રતિ પ્રેમભાવ, વાત્સલ્ય ભાવ, મૈત્રી ભાવ—"**मित्ति मे सव्व भूएसु, वेरं मज्झं न केणइ**"—શ્રેય બુદ્ધિ, ઇત્યાદિ "સાહામિવચ્છળ"નો સર્વોત્કૃષ્ટ પ્રકાર છે; તીર્થંકરોપદિષ્ટ અપૂર્વ ભેદ છે. એ "સાધર્મિક વાત્સલ્ય" સમ્યગ્દર્શનનું એક અપ્રતિમ અંગ છે; સમ્યકત્વને શોભા આપનારૂં "નિશંકા" આદિ આઠ ભૂષણોમાંનું એક ભૂષણ છે; સમ્યક્ત્વનું એક પોષક અંગ છે. એ અંગે ઉત્તરખંડમાં યથાવસર કાંઇ વિશેષ વક્તવ્ય છે. ત્યારે **સર્વ જીવ પ્રતિ પ્રેમભાવ** એ "સાહામિ-

**સાહામિવચ્છલ એટલે શું? શબ્દાર્થ**

વચ્છળ"નો પરમાર્થ, નિશ્ચિતાર્થ, શબ્દાર્થ થયો. એ નિશ્ચયાર્થ સિદ્ધ થવા-કરવા, ભૂતમાત્ર પ્રતિ પ્રેમભાવ સ્ફુરવા-સ્ફુરાવવા, જે જીવો કે જીવોનો સમુદાય પ્રાણિમાત્ર પ્રતિ પ્રેમભાવનાએ વાસિત છે, પ્રાણિમાત્રનાં દુઃખે અનુકંપે છે, તેઓનાં દુઃખે દુઃખી થાય છે, સુખે સુખી રહે છે, એવી વાસના-ઇચ્છા-આદર ધરાવે છે, તે જીવો કે તેઓના સમુદાય પ્રતિ પ્રેમભાવ દાખવવો, તેને યથાવસર યથોચિત સાહાય્ય આપવું, એ આદિ "સાધર્મિક વાત્સલ્ય"નો વર્ત્તમાનમાં વ્યવહારાતો રૂઢ અર્થ છે. એવો એક સમુદાય તે શ્રી જિનેંદ્ર ભગવાનનાં ઉપદેશ રહસ્યનું પાન કરનારો, તેની પવિત્ર આજ્ઞાને અવલંબનારો "જૈન" છે. જૈનો માત્ર સર્વ જીવ પ્રતિ પ્રેમભાવથી, દયાભાવથી જોનારા-વર્ત્તનારાં હોય. તેવા જૈનો પ્રતિ પ્રેમભાવ, આદરભાવ દાખવવો, તેનાં દુઃખમાં દીલાસારૂપ થવું, તેને સાંકડ વેળાએ યથાશક્તિ મદદગાર થવું, એ આદિ "**વ્યવહારમુખ સાધર્મિકવાત્સલ્ય**" અંગે અત્રે કાંઇ કહેવાનું છે. એ વ્યવહારાર્થને જ અનુસરવું પરિણામે હિતકારી છે. કેમકે Charity must begin at home. સખાવતની શરૂઆત ગૃહના આંગણેથી થવી ઉચિત છે. "ગૃહનું આંગણુ" એ જૈનસમુદાય છે; અર્થાત્ જૈનસમુદાય પોતે સુખી હશે, તો તે બીજાને સુખી થવા-કરવામાં સાહાય્યરૂપ થઇ શકશે. એ સમુદાય પોતે જ દુઃખી હશે, તો તે બીજાને ક્યાંથી સુખી કરી શકશે? અથવા બીજાને સુખી થવામાં ક્યાંથી આધારરૂપ થઇ શકશે? આ તો નિર્વિવાદ વાત છે, કે ખરા જૈનો ભૂતમાત્ર પ્રતિ પ્રેમ-દયા-આદરભાવથી જોનારા હોય છે; તો તે જૈનો પોતે જો સુખી હોય તો

બીજાને સુખરૂપ થવામાં પાછી પાની ન કરે. આથી એવા એક સમુદાયની સ્થિતિ સુધારવારૂપ, તેને ભીડના વખતે મદદગાર થવારૂપ "સાધર્મિક વાત્સલ્ય" સંબંધી કાંઇ વિશેષપણે અહીં કહેવાનું છે. જો કે "સાધર્મિક વાત્સલ્ય" નો વ્યવહારાર્થ પણ બહુ બહોળો છે, અને એ ઉપરથી સહજ જણાય એમ છે, છતાં વર્ત્તમાનમાં એનો જે સાંકડો, એકદેશીય અર્થ કરી નાંખવામાં આવ્યો છે, ગાડરીઆ પ્રવાહે થઇ ગયો છે, એ ખરેખર ખેદાસ્પદ છે, અજ્ઞાનમૂલક છે; પ્રિય જૈન બંધુઓએ હવે એ એકદેશીય અર્થથી વિરામ પામી, તેના સર્વદેશીય બાહોળા અર્થને અવલંબવું સ્વ–પર બંનેને હિતરૂપ છે. આટલા ઉપોદ્‌ઘાત પછી હવે એ વિષય અંગે અત્રે જે કહેવાનું છે, તે કહીએ.

**જૈનોની સખાવતઃ વિવેકની ખામી**

શરૂઆતમાં જ જણાવ્યું છે, તેમ વર્ત્તમાન જૈન કોમ બીજી કોમોની સરખામણીમાં ગરીબ છે, છતાં શુભ કાર્યમાં દ્રવ્ય વ્યય કરવા સર્વથી માતબર છે; અર્થાત્ જીવદયાનાં કામમાં, દેવપૂજાભક્તિમાં, તીર્થયાત્રામાં, જિનાલયો બંધાવવામાં, પ્રતિષ્ઠા કરાવવામાં, શાસનપ્રભાવક વરઘોડા આદિ શુભ કાર્ય અંગે જૈનો તરફથી જેવો બહોળા હાથે દ્રવ્યવ્યય થાય છે, તેવો અન્ય કોમ તરફથી નથી થતો એ પ્રત્યક્ષ વાત છે; એટલે "શુભકાર્યમાં દ્રવ્યવ્યય કરવામાં માતબર" એવું રૂડું ઉપનામ એ કોમને આપવું એ જરાપણ અતિશયોક્તિરૂપ નથી. એ અર્થે જૈન સમુદાયે પ્રશસ્ત ગૌરવ આણવું ઘટે છે. પણ ખેદ માત્ર એ

છે, કે તે તે શુભ કાર્યો અંગે થતા વ્યયમાં "વિવેક"ની બહુધા બહુ ખામી દેખાય છે. **અને વિવેકની ખામી એ ધર્મની પણ ખામી છે**, અર્થાત્ જેટલે અંશે વિવેકની ઓછાશ–કચાશ, તેટલે અંશે ધર્મ–પુણ્યપ્રાપ્તિમાં પણ ન્યૂનતા થાય એ સ્વાભાવિક છે. એ વિવેકની ખામીને લઇ, જૈનોની બહોળી સખાવત છતાં, ઘણો પૈસો ખર્ચાવા છતાં જૈન કોમની ધાર્મિક તેમજ સાંસારિક સ્થિતિમાં સુધારો થઈ શક્યો નથી, અને થયો હોય તો તે બહુ ધ્યાન ખેંચનારો થયો નથી.

**વિવેકની ખામી અને ખરૂં કર્ત્તવ્ય**

વિવેક એટલે સાર–અસારનો વિચાર, યોગ્ય–અયોગ્યનો વિચાર, જરૂરી–બીનજરૂરીનો વિચાર; આપણે હાલ પ્રસ્તુત વિષયને અંગે જ બોલશું. આ સાર, અસાર, યોગ્ય, અયોગ્ય આદિ વિવેકની ખામી હાલ જમાડવામાં આવતી નોકારશીઓમાં તો પ્રગટ છે. નોકારશી જમાડનાર ભાઇને અવશ્ય ધન્યવાદ ઘટે છે. પૂર્વના પુણ્ય પ્રતાપે નોકારશી જમાડવા જેવી સ્થિતિ તે પામેલ છે; અને એમ પોતાના સ્વધર્મ બંધુઓને એ જમાડે, પ્રીતિભોજન આપે, એમાં એ ખરેખર પુણ્યશાળી છે. પણ તેણે વિચારવું જોઇએ, કે હાલ દેશકાળ, ધર્મભાઇઓની સ્થિતિ આદિ જોતાં તેણે તે પૈસાનો કેવા પ્રકારે વ્યય કરવો યોગ્ય છે?–તે પૈસાનો કેવા પ્રકારે વ્યય કર્યો હોય, તો વર્ત્તમાન દેશ–કાળ મુજબ સાધર્મિક વાત્સલ્યનો લાભ મળી શકે? આ એણે સંપૂર્ણ વિચારવું ઘટે છે. આ વિચારણાની ખામીને અમે વિવેકની ખામી કહીએ છીએ. એક મુંબઈ કે પાલીતાણા

કે અમદાવાદ સ્થળે નોકારશીના જમણમાં ચાર – પાંચ હજાર રૂપીઆ ખર્ચાઇ જાય. હાલ જ્યારે જૈન કોમ ઉત્તરોત્તર ગરીબ થતી જાય છે, ત્યારે આટલો બધો ખર્ચ એક નોકારશીના જમણ પછવાડે કરવો યોગ્ય છે કે કેમ એ બહુ વિચારવાનું છે. જો જૈન કોમ બહુ સમૃદ્ધિવાળી હોય, અને ઉત્તરોત્તર વધતી જતી હોય, અથવા વધતી જતી ન હોય તો પડતી સ્થિતિમાં તો ન હોય, તે વખતે કદાચ શ્રીમંત ભાઇઓ આવા પ્રકારે મ્હોટા ખર્ચ કરી નોકારશીઓ જમાડે તો તે વાસ્તવિક જ છે, અને એ પ્રમાણે સ્વધર્મબંધુઓને પ્રીતિભોજન આપી તે પાછળ જેટલો ખર્ચ થાય તેટલો કરવો યોગ્ય જ છે, પુણ્યહેતુક છે. પણ જ્યાં કેવળ વિપરીત સ્થિતિ વર્ત્તે છે, ત્યાં તો એક જમણ પાછળ એમ હજારો રૂપીઆ નહિં ખર્ચી નાંખતાં પુણ્યશાળી શ્રીમંત જૈનોએ પોતાના સાંકડી સ્થિતિવાળા જૈનબંધુઓને ઉદ્યોગે લગાડવા, તેઓને સારી સ્થિતિમાં લાવવા, તેઓને જ્ઞાનદાન આપવા, જ્ઞાનદાનનાં સાધન આપવા, આ હરીફાઈના જમાનામાં અન્ય કોમના ભાઇઓની હરોળમાં તેઓને પગભર કરવા, એઓના તેજમાં એ દબાઈ ન જાય એ ધ્યાન રાખવા; મુંબઈ જેવી ગીચ વસ્તીવાળા શહેરમાં તન–મન–આત્માના ભોગે મલિન–ગંદી–કંગાળ સાંકડી જગ્યાઓમાં નહિં રહેવા દેતાં, તેઓના અર્થે સારાં, હવાઉજાસવાળાં, આરોગ્યનું રક્ષણ થાય એવાં મકાનો બાંધી તેમાં રહેવાની સગવડ કરી આપવા; પ્રાયઃ હવા–અજવાળાની ખામીને લઈ થતાં શારીરિક ક્ષીણતારૂપ આ જમાનામાં પોતાના ધર્મબંધુઓ અર્થે યોગ્ય આરોગ્ય ભવનો બંધાવવા; પૂર્વકર્મને લઈ વૈધવ્ય પ્રાપ્ત થયેલી જૈન

વિધવાઓનો આ ભવ-પરભવ સુધરે, એવા પ્રકારે તેઓનાં અર્થે આશ્રયસ્થાનો સ્થાપી ત્યાં તેઓને સ્વપર ઉપકારક થાય એવું વ્યવહારિક-પારમાર્થિક શિક્ષણ આપવાની યોજના કરવા;—એ આદિ આ દેશકાળને ઉચિત ઘણા વિશેષ વિશેષ ઉપયોગી અને ઉપકારક શુભ કાર્યોમાં પોતાની સુકમાઇ વાપરવી ઘટે છે.

**વ્યવહાર સુધારાની જરૂર**

આટલી તો નિર્વિવાદ વાત છે, કે પૂર્વકાળના ઇતિહાસમાં જૈનોએ એક અતિ અગત્યનો પાઠ ભજવ્યો છે. શ્રીમંતાઈમાં જૈનો એક્કા હતાઃ તેના પૂરાવારૂપે હાલ દૃષ્ટિગોચર થતા શ્રી **પાલીતાણા, આબુ, ગિરનાર, તારંગાજી, રાણકપુર, નવાનગર, વઢવાણ, ખંભાત** આદિ ઘણાં સ્થળોએ બંધાવેલાં ભવ્ય જિનમંદિરો છે.

**પૂર્વ જૈનોની સમૃદ્ધિ**

વેપારમાં પણ તેઓ અતિ મશહુર અને વ્યવહારની ટોચે પહોંચેલા હતા, તેના પૂરાવારૂપે એ ઉપર કહેલી તેઓની શ્રીમંતાઇ જ; કેમકે પુરુષાર્થ વગર શ્રીમંતાઈ પ્રાપ્ત થતી નથી, અને શ્રીમંતાઈ અંગેનો પુરુષાર્થ બે પ્રકારે સિદ્ધ થાય છેઃ (૧) કાં તો વ્યાપાર, અને (૨) કાં તો રાજ કારભાર. "**વ્યાપારે વર્દ્ધતે લક્ષ્મી અથવા રાજદ્વારે**". **જાવા**, બર્બરા (**આફ્રીકા**), **અરબસ્તાન, બ્રહ્મદેશ, સિંહલદ્વીપ** આદિ વ્યાપારાર્થે દ્વીપાંતર ગમન તેઓનું થોડા જ સૈકા પૂર્વે હતું. દંતકથાથી તેમજ જૈનોનાં રાસ આદિ કથાથી જે થોડે ઘણે દરજ્જે ઐતિહાસિક બાબતનું

દર્શન કરાવે છે તેથી, આ સહજ પ્રતીત થાય છે. તળ સ્વ-દેશમાં પણ તેઓનો વ્યાપાર ધીકતો હતો. શરાફ તરિકે તેઓ મશહુર હતા. રાજાઓને, બાદશાહોને, અને કંપની બહાદુરને પૈસા ધીરનારા, અડીકડીના વખતે–ભીડના વખતે મદદ આપનારા જૈનો હતા. કલકત્તાના સુપ્રસિદ્ધ જૈન 'જગત્ શેઠે' કંપની સરકારને અઢળક દોલતની સહાય આપ્યાની વાત તો તાજી જ ઐતિહાસિક છે. રાજકાર્યભારમાં પણ જૈનોએ અતિ આગેવાનીભર્યો ભાગ ભજવ્યો છે. વનરાજ, કુમારપાળ જેવા પરમ આર્હત ભક્ત જૈન રાજાઓ હતા. વસ્તુપાળ, તેજપાળ, વિમલશાહ, વાગ્ભટ આદિ જેવા નામાંકિત રાજ્યનીતિનિપુણ મંત્રીઓ હતા. આ તો એકદમ મશહુર થઈ ગએલાનાં નામ છે. પણ એ શિવાય ઠેકાણે ઠેકાણે નાના મ્હોટા શરાફો, વ્યાપારીઓ, મુત્સદ્દી કારભારી-રૂપે જૈનોએ જબરો ફાળો આપેલો છે; અને એમ પણ કહી શકાશે, કે જૈનો પ્રાયઃ "સેવાવૃત્તિ" ન કરતા, અથવા ઘણીજ ઓછી કરતા; અર્થાત્ તેઓ "નોકરી" "નો કરી" "ન કરી" ગણતા, અને પ્રાયઃ મુખ્યવૃત્તિએ વ્યાપાર કે રાજ્યકારભાર સેવતા. પ્રાચીન ભવ્ય જિનમંદિરો ઉપરાંત ભવ્ય જ્ઞાનભંડારોથી પણ જૈનોની સમૃદ્ધિની પ્રતીતિ થાય છે. પાટણ–જેસલમેર આદિ સ્થળોનાં પુસ્તકભંડારો જે મહાશયો જોવા ભાગ્યશાળી થયા છે, તેઓના મનમાં સાનંદઆશ્ચર્ય પ્રશ્ન સ્ફુર્યો હશે, કે કોણે ક્યારે અને કેવા પ્રકારે આ ભંડારો કરાવ્યા હશે? આટલી બધી પ્રતો કોણે લખી હશે? કોણે લખાવી હશે? ક્યારે લખાવી હશે? કેટલું બધું દામ

ખર્ચાયું હશે ? છાપખાનાના આ જમાનામાં પણ જે કામ અતિ વિકટ છે, તે કામ પૂર્વના જૈનોએ કેવા પ્રકારે કરાવ્યું હશે ? તેનામાં આપણને પૂર્વના જૈનોની મહાન્ સમૃદ્ધિનું જ ભાન થશે. પૂર્વના જૈનો એટલા બધા માતબર હતા, કે જૂદા જૂદા સ્થળે જૂદા જૂદા લહીઆઓ પગાર આપી રાખતા; અને તે દ્વારા આ કામ થયાં છે. પૂર્વના મહાન્ ગીતાર્થ આચાર્યો પવિત્ર પ્રકરણો રચતા, તેની જૂદી જૂદી નકલો આ લહીઆઓ પાસે શ્રીમંત જૈનો કરાવી ઠેકાણે ઠેકાણે તે પ્રતો મોકલાવતા. આ બધું આપણને પૂર્વના જૈનોની સમૃદ્ધિનો ખસુસ પૂરાવો પૂરો પાડે છે.

એ શ્રીમંત જૈનો આટલેથી જ અટકતા એમ નહોતું. એ ઉપરાંત તેઓ યથાશક્તિ સાધર્મિકવાત્સલ્ય, તીર્થયાત્રા, પ્રતિષ્ઠામહોત્સવ આદિ કરવા પણ ચૂકતા નહિં. તે વખતે હાલની પેઠે રેલ્વે આદિ સાધનો ન હતાં. તેથી લાંબી વાટેથી લાંબા વખત માટે મ્હોટો સંઘ સમુદાય શ્રી સિદ્ધક્ષેત્ર આદિ સ્થળે યાત્રાર્થે પ્રયાણ કરતો. જેમાં અઢળક દ્રવ્યનો વ્યય થતો. શિવાય શ્રીમંત ભાઈઓ પોતાના ધર્મભાઈઓની યથા-યોગ્ય સારસંભાળ રાખતા. જેના દાખલા અમે આ વિષયમાં આગળ આપશું. વળી તેઓ આનંદ અને ઉદારતાથી અનેક નોકારશીઓ પણ જમાડતા, અને તેમાં હજારોનો જૈનસમુદાય ભાગ લેતો. તે નોકારશીઓમાં એટલો બધો સમુદાય જમતો, કે ખાદ્યની સામગ્રીની ઘણી સોંઘાઈ છતાં, એક નોકારશી પાછળ બહુ જબરો વ્યય થતો. આમ તે વખતે નોકારશીઓ જમતી, અને એના દાખલા અમે આગળ ટાંકીશું. પણ તેવા

પ્રકારે ખર્ચ કરવું તે વખતે છાજતું. હાલ દેશ-કાળ, જનસ્થિતિ રૂપાંતર પામ્યાં છે, તે સાથે આ નોકારશીના જમણને પણ પર્યાયાંતર પમાડવું જરૂરનું છે.

**પુણ્યવંત ગૃહસ્થોની સદ્‌ભાવના**

સ્વધર્મી ભાઇઓના સમુદાયને એક વખત પ્રીતિ વડે ભોજન આપવું, એ મહાપુણ્યના ઉદયે જ બને છે, અને એમ સપ્રેમ જમણ આપનારને ધન્યવાદ ઘટે છે. સહૃદય પુણ્યવંત જૈન ગૃહસ્થોએ તો સદા એવી જ ભાવના ભાવવી યોગ્ય છે, કે અહો! મને રાજેશ્વર **ભરત** જેવો વખત પ્રાપ્ત થાઓ! અહો! સ્વધર્મ બંધુઓ મારા ઘેર સદા જમી મારૂં આંગણું પવિત્ર કરી મને કૃતાર્થ કરો! અહો! મારી સુકમાઇ એઓને પ્રીતિભોજન અર્થે વપરાઓ! આવી સદ્‌ભાવનાએ સદા વાસિત જ થવું યોગ્ય છે; પણ હાલ દેશ-કાળ જોઈ એ ભાવનાને અંતરૂમાં જ પુષ્ટ કરી, એ ભાવના ફળીભૂત થાય એવો અવસર આણવા પ્રયાસ કરવો યોગ્ય છે.

આ કથનનું તાત્પર્ય એ નીકળ્યું કે નોકારશીના જમણરૂપ સ્વામીવાત્સલ્ય કરવા યોગ્ય છે, પુણ્યહેતુ છે; પણ હાલ દેશ કાળ જોતાં તેનાપર ભાર નહિં મૂકતાં તેને રૂપાંતર કરવાની જરૂર છે. તે જ રૂપે કરી શકાય એવી ભાવના રાખી, તે સફળ થવારૂપ અવસરપ્રાપ્તિનો પ્રયાસ કર્ત્તવ્ય છે.

હવે સવાલ એ થશે, કે એ ભાવના કેમ સફળ થાય? એ અવસર કેમ આવે? કેવા પ્રયાસે કરી એ અવસર આવે? અને એ અવસર આણવા માટે શું ગુણની જરૂર છે?

**ધીરજ ઉદારવૃત્તિ અને વિવેકની જરૂર**

આના જવાબમાં ત્રણ ગુણની પ્રથમ જરૂર છે: એક ધીરજ અને બીજું ઉદારવૃત્તિ અને ત્રીજું વિવેક. આ ત્રણ ગુણની પરમ આવશ્યકતા છે.

૧. ધીરજથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. આંબા ઉતાવળે પાકતા નથી. દાનનું મહત્ફળ ધીરજ વડે પાકે છે. યથાયોગ્ય વિચાર્યા વિના નોકારશી પાછળ ખર્ચી નાંખેલ પૈસા કરતાં, યોગ્ય વિચારી ધીરજપૂર્વક કરેલા વ્યયથી અનંતગણું ફળ મળે છે.

૨. વિવેક—યોગ્યાયોગ્ય વિચાર્યા વિના, ગાડરીઆ પ્રવાહમાં ખેંચાઇ, દેખાદેખીથી ચાલતાં લાભના બદલે હાનિ છે. પૂર્વ કાળમાં સમૃદ્ધિવાળા વખતમાં જમણ પછવાડે જેટલું ખર્ચ થતું તેટલું વાજબી હતું, સમયોચિત હતું; હાલ તેવો વખત નથી, સાધર્મીઓની વિપરીત સ્થિતિ ઠેરઠેર દેખાય છે, તેવા વખતે ભાંગી ગયેલો ચીલો ન મૂકવો, અને દાનના ગાડાંને ત્યાં ગબડાવી ફળ આપનારા ચક્રને બાધા પહોંચાડવી, એ તો કેવળ ભૂલ ભરેલું છે, અજ્ઞાનજનિત છે. સાધર્મિકોની સ્થિતિ સામાન્યપણે સારી હોય, તે વેળે પ્રીતિભોજનનું દ્રવ્ય અને ભાવ બન્ને રીતે અતિ આનંદદાયી ફળ પ્રાપ્ત થાય છે.

૩. ઉદાર વૃત્તિ—શ્રીમંત જૈનોએ ઉદાર વૃત્તિ રાખવી ઘટે છે, ઉચ્ચ આશય રાખવો ઘટે છે, ચડતા પરિણામ રાખવા ઘટે છે. મારા ધર્મબંધુઓ શ્રીમંત થાઓ, તેઓની સ્થિતિ સુધરો, તેઓ વ્યવહાર-પરમાર્થ કુશળ થાઓ, તેઓનાં

તન-મન નિરોગી-નિર્વિકારી થાઓ, તેઓનું આ ભવ-પર-ભવનું શ્રેય થાઓ, તેઓ પવિત્ર શાસનનો જયઘોષ વગડાવવા સમર્થ થાઓ, તેઓ નામાંકિત વ્યાપારીઓ તરીકે મશહુર થાઓ, તેઓ રાજમાં મહાન્ અધિકાર પ્રાપ્ત કરો, તેઓ સેવાવૃત્તિથી પરાઙ્મુખ થાઓ, અર્થાત્ તેઓ નોકરી ન કરો.—આ પ્રકારે ઉદાર વૃત્તિ આપણા શ્રીમંત ભાઇઓએ રાખવી યોગ્ય છે. અને એવી ઉદારવૃત્તિપૂર્વક પોતાને પ્રાપ્ત થએલાં તન-મન-ધનનાં સાધનો, વિશેષે કરી ધનનાં સાધનોનો લાભ પોતાના ધર્મબંધુઓને, તે ધર્મબંધુઓ ઉપરોક્ત લાયકી પ્રાપ્ત કરવા સમર્થ થાય, એ અર્થે આપવો ઘટે છે. શ્રીમંત જૈન બંધુઓના ચડતા પરિણામથી, ઉદાર ભાવથી આખી કોમનો ઉદ્ધાર થાય એમ છે; આખી કોમના પરિણામ ચડતા થાય એમ છે. આ ત્રણ ગુણો ધીરજ,વિવેક અને ઉદારવૃત્તિનું અવલંબન લઈ શ્રીમંત જૈનોએ નોકારશી, વરઘોડા, નાતવરા આદિમાં ખર્ચાતા કે ખર્ચવાના પૈસાનો તે તે પ્રકારે વ્યય નહિં કરતાં હાલ થોડો વખત નીચે પ્રમાણે વ્યય કરવો ઘટે છે. એ પ્રમાણે વ્યય એ હાલ દેશ-કાળ, જન-સ્થિતિ જોતાં એક અતિ પુણ્યપ્રદ મહત્વનો સાધર્મિક વાત્સલ્યનો, અને પ્રભાવનાનો પ્રકાર છે. અરે! પરમ નિર્જરાકારક છે. કેમકે સમય જોઈ કરેલ કાર્યનું ફળ પરમ કલ્યાણ રૂપજ છે.

**વર્તમાનમાં દ્રવ્ય વ્યય કરવા યોગ્ય કાર્યો**

૧—જૈન ભાઇઓને ધાર્મિક કેળવણી સાથે વ્યવહારિક કેળવણી આપવી. તેનાં સાધનો તેઓને કરી આપવાં.

(અ) બધાં દર્શનો પ્રતિ મધ્યસ્થ ભાવ દાખવે, પરમ પવિત્ર વીતરાગ દર્શન પ્રતિ અનન્ય ભક્તિ ભાવે રહે, અને સર્વ જીવો પ્રતિ સમાન દૃષ્ટિ રાખે એવી ઉદાર ધાર્મિક કેળવણી આપવી.

(બ) વ્યાપારમાં, ઉદ્યોગમાં, રાજકીય બાબતમાં તેઓ કુશળ થાય, નામાંકિત વ્યવહારિયા થાય, બાહોશ રાજ્યાધિકારી થઈ શકે, અથવા કુશળ હુન્નર કળાવાન થઈ શકે એવી ઉદાર કેળવણી આપવી. તેનાં સાધનો કરી આપવાં.

૨. યોગ્ય સ્થળોએ ઉપર જણાવેલ પ્રકારે કેળવણી આપવા અર્થે બૉર્ડિંગ સ્કુલો સ્થાપવી.

૩. બાઇઓને પણ યથાયોગ્ય વ્યવહારિક પારમાર્થિક જ્ઞાન આપવાની સગવડ કરી આપવી, કે જેથી તેઓ પોતાનાં બાળકોને યથાયોગ્ય નાનપણથી જ કેળવી સુસંસ્કારી કરે.

૪. જૈન વિધવાઓ અર્થે યોગ્ય સ્થળે આશ્રમ સ્થાન સ્થાપી Female Training College ની માફક ત્યાં તેમને ધર્મનું, વ્યવહારનાં શિક્ષણનું, Nurse તરિકેના કામનું એ આદિ સ્વપર હિતરૂપ ઉચ્ચ પ્રતિનું જ્ઞાન આપવું.

૫. ઉંચી કેળવણી લેતા જૈન સ્કૉલરોને ધાર્મિક અભ્યાસ ફરજીઆત કરવાની શરતે તે કેળવણી સંપાદન કરવામાં યથાયોગ્ય સહાયતા આપવી. આ હરિફાઇના જમાનામાં તેઓ આગળ આવી આગેવાન થઇ શકે એવો રસ્તો કરી આપવો.

(અ) ધાર્મિક અભ્યાસ 'અર્થે' યોગ્ય પુસ્તકો નક્કી કરી આપવાં.

(ખ) તે અભ્યાસની પરીક્ષા યથાયોગ્ય ઠેરવેલ વખતે લેવી.

(ક) મદદ ચાલુ રાખવી કે વધારવી, કે બંધ કરવી, કે આપેલ લઈ લેવી, એ વગેરે ઠેરવેલ પરિણામ ઉપર રાખવું,

૬. શ્રીમંત જૈન વેપારીઓ, ઉદ્યોગ ધંધાવાળા, મીલ માલેકો, વગેરેએ પોતાની દુકાન, પેઢી, મીલ, આદિ ધંધામાં પોતાના ધર્મબંધુને ખાસ રાખવો; તેમાં કામ શીખવવું; તે વ્યાપાર આદિ દ્વારા તે શ્રીમંત થાય તો સારૂં, તે શ્રીમંત થશે, તો બીજાને કરશે, એવી ભાવના, એવી ઉદારવૃત્તિ રાખી તેને ત્યાં કામ શીખવવું; તેની કુદરતને ખીલાવવી. પોતાનો ધર્મબંધુ એ પોતાનો ભાઈ જ કે પુત્ર છે, એમ ગણી પોતાના ધંધામાં જોડવો. આ સ્વામીવાત્સલ્યનો એક અનન્ય પ્રકાર છે. મારો ધર્મબંધુ નોકરી ન જ કરે એવી ભાવના શ્રીમંત ઉદાર જૈનની હોવી જોઇએ. વ્હોરા ભાઇઓનું એણે અનુકરણ કરવું ઘટે છે. જુઓ, કોઈ વ્હોરો તમે નોકરી કરતો જોશો? બધા દુકાનદાર છે; અને કોઈ વ્હોરો નોકર હશે, તો તે પોતાની કોમવાળાની દુકાને, શ્રીમંત જૈનોએ પોતાના ધર્મબંધુઓ પ્રતિ ઉદારવૃત્તિ દાખવવી જરૂરની છે. શ્રીમાન્ કુમારપાળ તથા હેમચંદ્રાચાર્યને યાદ કરી (એની વાત આગળ આપી છે) પોતાના ધર્મબંધુઓને સારી સ્થિતિમાં આણવા ઘટે છે. પોતાના ધર્મબંધુઓની સારી સ્થિતિ એ પોતાની જ અને પોતાના ધર્મની સારી સ્થિતિ સમજવાની. ભાવિ પરમ કલ્યાણનું એ કારણ છે. "વાવેલું વણવાનું છે." અત્યારે એ પ્રકારે વાવવામાં આવશે, તો તદ્ભવે કે ભવાંતરે તેનાં અત્યુત્તમ ફળ પ્રાપ્ત થશે. કરેલું અફળ નથી જતું. સંકુચિત-

વૃત્તિએ કરેલું સંકુચિત ફળ આપે છે. ઉદાર વૃત્તિએ કરેલું ઉદાર ફળ આપે છે. માટે ઉદાર વૃત્તિથી પોતાના ધંધામાં પોતાના ધર્મબંધુઓને દાખલ કરવા ઘટે છે. અને ઉત્તરોત્તર એની કેવા પ્રકારે સારી સ્થિતિ થાય એ જ ભાવનાપૂર્વક, પ્રયાસપૂર્વક તેઓને દોરવા ઘટે છે, તેઓના પ્રતિ તેવા જ પ્રકારનો ભાવ રાખવો ઘટે છે. અને એવી રીતે આવા શ્રીમંત ભાઈઓની ઉદારતાનો લાભ લેનાર જૈન ભાઈઓએ પણ એ ઉદારતાનો લેશમાત્ર ગેરલાભ ન લેતાં, પોતે લાયક અને યોગ્ય થવું ઘટે છે. પોતા પર મૂકેલા વિશ્વાસને જેખ આપવો ઘટે છે. તેમજ શ્રીમંત ધંધાવાળાએ કદાચ કોઈ ખરાબ નાલાયક ધર્મભાઈ નીકળ્યો, તો તેથી બધા એવા હશે, કે એમ કરશે એમ નહિં માની લેતાં, પોતાની ઉદારતાનો ઝરો બંધ ન કરવો ઘટે. ઉચ્ચવૃત્તિનું–ઉદારવૃત્તિનું ફળ ઉચ્ચ જ હોય. માટે શ્રીમંત જૈની ધંધાદારીઓએ જૈન બંધુઓની સ્થિતિ સુધરે, પોતા જેવા થાય, બલ્કે વિશેષ સારા થાય, એવા પ્રકારે પોતાના ધંધામાં તેઓને ઉદાર દીલથી જોડવા, કેળવવા, એ આદિ કર્ત્તવ્ય છે. આવા સ્વામિવાત્સલ્યથી અનંત કોટિ કલ્યાણ છે.

૭. આમાંથી શું વધારે સારૂં અને ઇચ્છવા જેવું છે?—

**શું વધારે સારૂં અને ઇચ્છવા જેવું?**

(અ) જૈન ભાઈઓ વખત પરત્વે જમી જાય અને તેવી જ સ્થિતિમાં રહે, અથવા ઘસાતા જાય અને બીજાના આશ્રયે રહે એ? કે

(બ) ભલે જૈન ભાઈઓ થોડો વખત નોકારશીરૂપે ન જમે, પણ તેઓની ઉત્તરોત્તર સ્થિતિ સુધરતી જાય, અને શ્રીમંત થાય, વ્યવહાર-

ધર્મકુશળ થાય, અને પછી અનેકને આશ્રય આપે અને અનેક નોકારશી આદિ ધર્મનાં કાર્યો કરે એ ?

અલબત, બધા કહેશે કે બીજું સારૂં છે અને એ જ ઇચ્છવા જેવું છે.

૮. આમાંથી શું સારૂં છે, અને શું ઇચ્છવા જેવું છે ?—

(૧) જૈનો થોડા થોડા વખતને આંતરે નોકારશીરૂપે જમે, પણ સ્થિતિમાં કંગાળ રહે, ઘસાતા જાય અને પરિણામે અન્યધર્મીઓના આશ્રય તળે રહી તન–મન–ધન–વીર્યથી દબાઈ રહે, હીનસત્ત્વ થાય, ધર્મથી પડે એ ? કે—

(૨) ભલે નોકારશીરૂપે ન જમે, પણ તેઓની સ્થિતિ સુધરે, તેઓ શ્રીમંત થાય, તેઓ ધર્મ–વ્યવહાર કુશળ થાય, તેઓ બીજાને આશ્રય આપી શકે, અનેક નોકારશીઓ આદિ શુભ કાર્ય કરી શકે, અને વીતરાગમાર્ગ દીપાવે, તે માર્ગથી પડતાને સહાય આપે એ ?

અલબત, બધા કહેશે કે બીજું સારૂં છે, અને એ જ ઇચ્છવા યોગ્ય છે.

૯. પવિત્ર શાસનનો ઉદ્યોત, તેની ઉન્નતિ, તેનો પ્રભાવ કોનાથી થશે ?—

(અ) જે ગરીબ હોઈ આશ્રય અર્થે અન્યધર્મીને ત્યાં નોકરી કરતા હશે, અથવા જેઓ પેટ અર્થે ચોતરફ ઘૂમતા હશે તેના વડે ? કે

(બ) જે પોતે સુસ્થિત હોઈ અન્યને આધારભૂત થતા હશે તેના વડે ?

અલબત, બધા કહેશે કે બીજા વડે.

૧૦. તો આમાંથી શું સારૂં અને શું વધારે ઇચ્છવા યોગ્ય છે?—

(અ) સ્વામિવચ્છલના નામે જમણ કરી હજારો રૂપીઆ ખર્ચી નાંખવા, અથવા પ્રભાવનાના નામે વરઘોડા આદિ પાછળ તેટલી રકમ ખર્ચી નાંખવી એ? કે

(બ) તે જમણ કે વરઘોડાદિના બદલે તે તે રકમો વડે જે પ્રકારે પોતાના ધર્મભાઇઓ સારી સ્થિતિમાં આવી સ્વાશ્રયે રળે અને પરને આશ્રય આપી શકે એવા થાય અને ધર્મનો ઉદ્યોત કરે એમ ખર્ચવી એ?

અલબત, બીજા પ્રકારે ખર્ચ કરવું તે સારૂં અને તે જ ઇચ્છવા યોગ્ય છે.

૧૧. ઉપરના ૭–૮–૯–૧૦ પ્રશ્નોત્તરનો ફલિતાર્થ એ છે, કે સ્વધર્મબંધુઓની સ્થિતિ સુધારી તેઓને એવા પ્રકારે આશ્રય આપવો કે પોતે આશ્રય પામી બીજાને આશ્રય આપવા સમર્થ થાય, અને શાસનને દીપાવે. **એ ઉત્કૃષ્ટ પ્રકારનું સ્વામિવાત્સલ્ય** છે. જેમ સારા ક્ષેત્રમાં એક ઘઉંનો દાણો વાવેલ હોય તો તે પચાશ દાણા, અને તે પચાશ પાછા ૨૫૦૦ દાણા, અને તે ૨૫૦૦ તેના વર્ગે વર્ગિત $(૨૫૦૦)^2$, એમ યાવત્ અસંખ્યાતા અનંતા અનુબંધ કરે, તેમ અહીં થવું ઘટે છે. શ્રીમંત જૈન ભાઇઓએ એવા પ્રકારનો સાધર્મી પ્રતિ વાત્સલ્યભાવ દાખવવો ઘટે છે, કે જેથી તે સાધર્મીઓ પોતે આશ્રય પામી અનેકને આશ્રય આપે, એક સાધર્મીમાંથી અનેક સાધર્મી થાય.

ધર્મના ઉદ્યોતનો, ધર્મની ઉન્નતિનો, શાસનની પ્રભાવનાનો, સાધર્મિકવાત્સલ્યનો, નોકારશીના જમણનો આ અત્યુત્તમ પ્રકાર છે. સહૃદય શ્રીમંત જૈનોએ એ લક્ષમાં લેવો ઘટે છે. સુજ્ઞ મુનિવૃન્દે એ પ્રકારે ઉપદેશવો ઘટે છે.

૧૨. મુંબઇ જેવી ગીચ વસ્તીવાળા શહેરમાં જ્યાં પોતાના ધર્મભાઇઓ સાંકડી, ગંધાતી, પૂરતાં હવા–અજવાળાની ગોઠવણ વિનાની કોટડીઓમાં રહેતા હોય,–તેને સારાં ખુલ્લાં ઉજાસ હવાવાળાં મકાનમાં રહેવાની, રાખવાની ગોઠવણ કરી આપવી,–આ પણ એક પ્રકારનું સ્વામિવાત્સલ્ય છે. પોતાના ધર્મભાઇઓનાં શરીર સારાં હશે, તો તેઓ પોતાનું–પરનું ભલું કરી શકશે. સારા હવા–અજવાળામાં મન પ્રફુલ્લિત, શાંત, નિર્વિકારી સહજે રહેશે;–જે પણ ધર્મના કારણને પરમ આધારરૂપ છે. આવા પ્રકારે આવાં મકાન માટે, શ્રીમંત જૈન ગૃહસ્થોએ ખર્ચેલ પૈસો તેઓને અનુબંધે ઘણા લાભનું કારણ થશે. સસ્તાં ભાડાંનો, સારી જગ્યાનો પોતાના ધર્મબંધુઓને લાભ મળશે,–એ જ મ્હોટા પુણ્યનું નિબંધન છે. પારસી ભાઇઓ, ભાટીઆ ભાઇઓ, અને ખોજા ભાઇઓનું ખસુસ અનુકરણ આ સંબંધમાં શ્રીમંત જૈન ભાઇઓએ કરવું ઘટે છે.

૧૩. "આરોગ્ય ભવન" યોગ્ય સ્થળે બાંધી, તેમાં કર્મયોગે શરીર સંપત્તિથી બેનશીબ રહેલા ધર્મભાઇઓને રક્ષણ આપવું એ પણ પરમ પુણ્યનું કારણ હોઈ, ધર્મનું પોષક હોઈ, સ્વામિવાત્સલ્યનું જ અંગ છે. અન્ય કોમના શ્રીમંત ભાઇઓએ બંધાવેલાં Sanitariumનું જૈન શ્રીમંતોએ વિવેકપૂર્વક અનુકરણ કરવું ઘટે છે.

યદ્યપિ જૈન ભાઇઓ તો સર્વ જીવ પ્રતિ સમાનવૃત્તિથી જોનારા છે; એટલે એને તો આ 'જૈન', માટે એને સગવડ કરી આપવી, અને આ અન્ય, માટે એને સગવડ ન કરી આપવી, અથવા શક્તિ છતાં એને અગવડમાં રહેલો જોવો,–એવી વૃત્તિ કે એવું આચરણ તો ખરા જૈનને ન જ ઘટે, તેનું એવું આચરણ ન જ હોય. તે તો જીવમાત્ર પ્રતિ, તેઓને દુઃખી જોઇ અનુકંપા બુદ્ધિવાળો જ હોય; અને યથાશક્તિ તેઓનું દુઃખ ફેડવા તત્પર જ હોય. પણ હાલ તો એણે પોતાના જ ધર્મબંધુઓ પ્રતિ વિશેષ લક્ષ આપવું યોગ્ય છે. કારણ કે:—

**પ્રત્યેક કોમે પોતપોતાનું ભલું કેવી રીતે કરવું જોઇએ?**

(૧) Charity begins at home. સખાવતની શરૂઆત ઘરના આંગણે થવી ઘટે છે. "ઘરના છોકરાં ઘંટી ચાટે ઉપાધ્યાયને આટો" એવું થવું નથી ઘટતું. શ્રીમાન્ હરિભદ્રસૂરિએ પણ શ્રી ધર્મબિંદુમાં એ પ્રકારે ઉપદેશ આપેલ છે.

"वात्सल्यमेतेष्विति"—

(૨) હાલના હરીફાઇના જમાનામાં કોમે કોમ પોતપોતાનું સાધતી બેઠી છે. દરેક કોમ પોતપોતાની કોમવાળાનું ભલું કરવા મથતી દેખાય છે. જૈન ભાઇઓ માટે આ એક ઉત્તમ સગવડ થયેલી છે. દયાથી વાસિત અંતઃકરણવાળા જૈન ભાઇઓના હૃદય પરથી આ એક જોખમદારી ઓછી થઈ છે. દરેક કોમ પોતપોતાની કોમનું હિત કરે, એ સાત્વિકવૃત્તિવાળા જૈન બંધુઓને તો પરમ આનંદનું કારણ છે. બધાનું ભલું કરવા ઇચ્છતી અને મથતી જૈન કોમને આથી

પ્રાય: પોતાની કોમના હિતમાં જ પ્રવર્ત્તવાનું સુલભ થશે. જગત્માં દરેક દરેક કોમ કે દરેક દરેક વ્યક્તિ પોતપોતાનું સુધારવાનું મથે, તો પછી સહજ સુધારો અને સુખ થાય. અને હાલની એવી પ્રવૃત્તિ આપણને દૃષ્ટિગોચર થાય છે, આપણું ધ્યાન ખેંચી રહી છે, એ આનંદજનક છે. મૂળ મુદ્દો એ ધ્યાનમાં રાખવાનો છે કે, કોઈ કોમે કે કોઈ વ્યક્તિએ **બીજી કોમ કે બીજી વ્યક્તિના ભોગે, પોતપોતાની કોમ કે પોતપોતાનું ભલું કરવું, કે ઇચ્છવું નહીં; બીજી કોમ કે બીજાની સગવડ સાચવી, બીજી કોમ કે બીજાને અગવડ ન આવે, તેમ પોતાની કોમ કે પોતાનું ભલું કરવું.** આ મૂળ મંગળ સૂત્ર કંઠાગ્રે ધરી પ્રત્યેક કોમ કે પ્રત્યેક વ્યક્તિ પોતાની કોમ કે પોતાનું જાતે ભલું કરવા ઇચ્છે, મથે, પ્રવર્ત્તે એ જ આનંદરૂપ છે, એ જ ઇષ્ટ છે, પરમ જ્ઞાનીઓનો પવિત્ર બોધ પણ એ પ્રકારે છે. જૈનોએ પોતાની કોમનાં ભલાં અર્થે એ પ્રકારે પ્રવર્ત્તવું યોગ્ય છે, આવશ્યક છે, ઇષ્ટ છે.

(૩) વળી જૈન કોમે હાલ પોતાની જ કોમની સ્થિતિ સુધારવા જેવો વખત છે. પોતાની જ કોમના સંખ્યાબંધ ભાઇઓ જે પરના આશ્રયે પડ્યા છે, તેઓને એ પર આશ્રયમાંથી છોડાવી સ્વાશ્રયમાં આણવા અને બીજાને આશ્રય આપે, એવી સ્થિતિએ લાવવા એજ પરમ ઇષ્ટ છે.

કારણ કે આ તો ચોકસ નિર્વિવાદ વાત છે, કે જૈન ધર્મની ઉન્નતિ, તેનો ઉદ્યોત, તેનો પ્રભાવ બે દ્વારે થવાનો છે:–

(૧) ઘરબાર છોડી ત્યાગી થએલા એવા પરમ નિષ્પૃહી ધર્માત્મા મુનિઓ, અને

(૨) વિવેકી શ્રીમંત જૈન ગૃહસ્થો.

ગૃહસ્થો કરતાં મુનિઓ ઉપર ધર્મના પ્રભાવનો ઘણો મ્હોટો આધાર છે, એ તો સહજ સમજાય એમ છે. છતાં પણ હાલ દેશ-કાળ જોતાં વિવેકી શ્રીમંત જૈનોએ જાગ્રત થવું ઘટે છે. તેઓએ ચોકસ માનવું ઘટે છે, કે પવિત્ર ધર્મનો પ્રભાવ, તેની ઉન્નતિ પરાશ્રયે પડેલા એવા ગરીબ જૈન ભાઈઓથી નહી થાય. માટે શાસનના જયની ખાતર, પોતાની ઉન્નતિની ખાતર, પોતાના ધર્મબંધુઓને ઉચ્ચ સ્થિતિએ લાવવા હરેક પ્રકારે તન-મન-ધનથી નિષ્કપટપણે, સદ્ભાવપૂર્વક પ્રયાસ કરવો ઘટે છે. આ એક અત્યુત્તમ પ્રકારનું સ્વામિવાત્સલ્ય છે; અને સમ્યકત્વના આ એક પરમ ભૂષણને શ્રીમંત જૈન ભાઇઓએ કંઠાગ્રે ધરી તેને દીપાવવું ઘટે છે; અને પોતે પણ દીપવું ઘટે છે.

**જૈનોના વ્યવહારની વર્તમાન હાલત**

૧૫. વ્યવહાર સુધારાના અંગે આ વાત હજી ચાલે છે. જૈનોનો પૂર્વનો વ્યવહાર ટોંચે ચડેલો હતો, તે શરૂઆતમાં જ જણાવેલ છે. તેની સરખામણીમાં હાલનો વ્યવહાર તદ્દન નિસ્તેજ છે, સાવ ઝાંખો છે, એ દેખીતું જ છે. હાલની જૈન કોમ શ્રીમંત ઝવેરીઓ, શરાફો, મીલમાલેકો આદિ વેપારીઓ વડે દીપતી છે. અને તે વેપારીઓ પણ પૂર્વના વેપારીઓના મુકાબલે ઘણા ઓછા અને અલ્પ ઋદ્ધિવાળા છે.-રાજકારભારના અંગે તો શૂન્ય છે.

જૈનોમાં કોઈ રાજા છે? કોઈ સરદાર કે જાગીરદાર છે? બંગાલા તરફ કે મેવાડ-મારવાડ કે ઉત્તર હિંદમાં કોઈ જમીનદાર હશે.

જૈનોમાં કોઇ બૅનરજી જેવો **સીવિલ સર્વંટ** છે? કોઈ પ્રાંજપે કે રાજન "રૅંગ્લર" થયો છે? **મહેતા**–બૉનરજી જેવા **નામાંકિત** "બારિષ્ટર" છે? કે **તેલંગ** કે **સેતલવડ** જેવો "ઍડવોકેટ" કે કોઈ **મંડલીક**, કે **રાનાડે** કાબેલ ધારાશાસ્ત્રી છે? ઍલ્. ઍલ્. બી. કે પ્લીડરો તો ઘણા છે (જો કે બીજી કોમોના મુકાબલે તે પણ અલ્પ છે) પણ તેમાંથી કોઈ નામચીંધ થયેલ છે? **ચંદાવર્કર** કે **બદ્રુદ્દીન** જેવા હાઇકૉર્ટના Justice નું પદ પામેલ કોઇ છે? અથવા હાલ તરત ભવિષ્યમાં કોઇ એ પદને શોભાવે એવો જૈન છે?

Imperial Legislative Council કે Local Legislative Council માં કોઈ જૈન મેંબર Councillor Hon. Member છે? મુંબઇ જેવા શહેરની મ્યુનીસીપલ* સ્ટૅન્ડીંગ કમીટીમાં કોઈ જૈન છે? મ્યુનીસીપલ કૉરપોરેશન ખુદમાં જૈનોની આટલી બધી વસ્તી છતાં, જૈનો આટલા બધા કર ભરનારા છતાં, તેઓ તરફનો એકાદ શિવાય કોઈ કોરપૉરેટર છે?

મુંબઇની યુનિવર્સીટી સેનેટમાં જૈન ફેલો કોઇ છે? કદાચ એક હોય, તો તેથી જૈન કોમને કોઇપણ પ્રકારે લાભ થયો છે? જૈન કોમને એ માટે ગૌરવ આણવાનું લેશ પણ કારણ છે?

યુનીવર્સીટીની સીંડીકેટમાં કોઇ જૈન છે? નથી. યુનીવર્સીટીની ડીનમાં કોઇ જૈન છે? નથી. તો પછી યુનીવર્સીટીના વાઇસ ચૅન્સેલર જેવી પદવી પામવા તો ક્યાંથી કોઇ જૈન

* આ અને પછીના ઉલ્લેખો તે વખતને અનુલક્ષીને લખાયેલ છે.

ભાગ્યશાળી હોય? યુનીવર્સીટીની પરીક્ષામાં નીમાયેલ કોઇ જૈન સાંભળ્યો છે?

જૈનોમાં કોઇ બાહોશ સૉલીસીટર છે? કદાચ એકાદ જૈન નામરૂપે હોય, તેથી જૈન કોમને-જૈન ધર્મને શું લાભ થયો છે? એક બે ભાઇ સૉલીસીટર થવાનાં છે, અને આપણને સંપૂર્ણ આશા છે કે એઓ પોતાની કોમ તથા પોતાના ધર્મને દીપાવશે, તેની ઉન્નતિના અમોઘ કારણરૂપ થશે.

જૈનોને તો અત્યારે પૂર્વોક્ત પદવી ધરનારા એવા જોઇએ છે, કે જેનાથી જૈન કોમનું, ને ધર્મનું સીધી આડકતરી રીતે લાભનું કારણ થાય;-તે બન્નેની સ્થિતિ સુધરે. પૂર્વોક્ત પદવી ધારનારા કોઇ જૈનો નથી; છતાં પણ કવચિત હોય, તો પણ તેથી જૈન કોમ કે જૈન ધર્મને લાભ નથી થયો, એટલે જૈન હો કે ન હો તે એક જ છે.

કોઇ છૂટાછવાયા સ્વાશ્રયે સબૉર્ડીનેટ જજની પદવી પામેલા જૈન ભાઇઓ છે, અને તે તે ભાઇઓ તથા જૈનોએ એ મુબારકબાદી લેવા જેવું છે. પણ જૈન કોમે હવે તે પોતાની વર્ત્તમાન સ્થિતિનું ભાન પામી બીજી કોમોની હરોળમાં આવવા પ્રયાસ કરવાની જરૂર છે. અને તેમાં શ્રીમંત જૈનોએ મદદ આપવાની ખાસ જરૂર છે. એ સ્વામિવાત્સલ્ય છે. વર્ત્તમાન જૈન કોમ બીજી કોમો કરતાં "વામન સ્વરૂપ" A Dwarf લાગે છે.

વર્ત્તમાન જૈનોમાં કોઇ ગુર્જર ગ્રંથકાર સાક્ષર ગોવર્ધનરામ જેવો કોઇ જૈન છે?

વર્ત્તમાન જૈનોમાં કોઇ યુનીવર્સીટીની ઉંચી કેળવણી આપતી કાલેજમાં પ્રૉફેસર કે લેકચરર છે?

એક ભાઇ સ્વાશ્રયે M. A. B. Sc. ફર્સ્ટ કલાસમાં પાસ થયા છે, સુવર્ણચાંદ પામ્યા છે, તે તેને તથા જૈન કોમને મુબારકબાદીરૂપ છે. એ ભાઈ પોતાની કોમ તથા પોતાના પવિત્ર ધર્મને દીપાવી તેને ઉન્નતિરૂપ થાય એમ આપણે ઇચ્છશું.

જૈનોમાં કોઇ બાહોશ દાકતર છે? મરહુમ ડૉ૦ ત્રી. હતા, ડૉ. જ. પ્રે. છે.

આ બધું જણાવવાનું તાત્પર્ય એ છે કે જૈનોમાં વ્યવહાર સુધારાનો જબરો અવકાશ છે. અને જૈનોના વ્યવહારનો સુધારો એ ઉત્તમ સ્વામિવાત્સલ્ય છે.

**આર્થિક સ્થિતિ સુધારણાની જરૂર**

પૂર્વના જૈનોની અપેક્ષાએ વર્તમાન જૈનોનો વ્યવહાર સાવ ઠીંગણો, કુંઠિત અને સાંકડો માલમ પડે છે. અને દીલગીરીની વાત તો એ છે કે તે વ્યવહારને કેટલાક ટુંકી દૃષ્ટિવાળા ધર્મઘેલા ભાઈ વિશેષ વિશેષ સાંકડો કરવા મથતા દેખાય છે. બીજી કોમોની પંક્તિમાં જૈનોએ આવવું હોય, તો ગૃહસ્થ ધર્મમાં રહેનારા જૈનોએ પોતાની આર્થિક સંપત્તિ વધારવા સતત ઉદ્યમ કર્ત્તવ્ય છે. આ ઠેકાણે તૃષ્ણાનો કે પરિગ્રહનો આ ઉપદેશ છે એમ નથી સમજવાનું. કહેવાનું તાત્પર્ય એ છે કે જૈન ગૃહસ્થીઓએ પોતાના ધર્મના–પોતાના ધર્મભાઇઓનાં સંરક્ષણ ખાતર, તેઓને સ્વાશ્રયમાં આણવાની ખાતર, તેઓ પોતે આશ્રય પામી બીજાને

આશ્રયનાં કારણરૂપ થઈ ધર્મની વૃદ્ધિ કરે એ ખાતર, પૈસા સંબંધી સ્થિતિ સુદૃઢ કરવી આવશ્યક છે. અને તે અર્થે પોતે મહેનત કરી પોતાના જાતભાઇઓને પણ ઉદારતાથી મહેનત કરવા પ્રેરવા જોઇએ છે, ઉદાર દીલથી મહેનતના રસ્તા બતાવવા જોઈએ છે, અને ઉચ્ચ મનોવૃત્તિ રખાવવી જોઇએ છે. આઠ દશ બાર કે પંદર રૂપીઆમાં ચાકરી કરવામાં સાર્થક માનનારા કરવા કે થવા દેવા જોઈતા નથી. જૈન દર્શન અપૂર્વ છે, પરમ પવિત્ર છે, સર્વોત્કૃષ્ટ છે, છતાં તેની ઉન્નતિ કે તેનું ગૌરવ પાંચ–પંદર રૂપીઆની ટુંકી આમદાનીવાળા કે તે વડે પોતાનું સાર્થક માનનારા ટુંકી દૃષ્ટિવાળા ભાઈઓથી જળવાશે નહિં, પણ ઉદારવૃત્તિવાળા શ્રીમંતોથી જળવાશે.

જ્યારે અન્યદર્શની શ્રીમંત માણસ પોતાનાં દર્શનની છાપ અન્ય કોમપર પોતાની લક્ષ્મીનાં બળ વડે પાડી શકશે. માટે જૈન ભાઇઓએ ટુંકી દૃષ્ટિ નહિં રાખતાં વ્યવહાર સુધારા–વધારા અર્થે સતત પ્રયાસ કર્ત્તવ્ય છે. વળી વર્ત્તમાન યુગ આર્થિક સંપત્તિ ભણી વળેલો છે. આખો જમાનો પૈસાનો જ પૂજારી થયો છે. તત્ત્વ તો કોઇ વિરલા જ પામે છે. તેવે વખતે જૈન ભાઈઓએ આત્મહિતનું પરમાર્થ તત્ત્વ અંતરમાં સજ્જડ રાખી બીજી કોમ સાથે હરીફાઈમાં ઉતરવાની આવશ્યકતા છે; કેમકે નહિં તો એ કોમો વડે ચગદાઇ જવાનો જબરો ભય છે, અને પરિણામે ધર્મથી પતિતપણું છે. કેમકે–

(૧) એક તો તત્ત્વ ભણી દૃષ્ટિ નહિં, એટલે વસ્તુગતે વસ્તુનું જ્ઞાન ન હોય, અને તેમાં

(૨) સાંકડી દૃષ્ટિ, નાણાની સાંકડી સ્થિતિ; એટલે બીજી કોમોના તેજમાં સહેજે અંજાઈ જવાનું થાય. જેથી પોતાના ધર્મથી પરિણામે પડવાનું જ કારણ થાય.

આમ પડવાનું ન થાય, પોતાની કોમની–પોતાના ધર્મની સ્થિતિ સારી થાય, જળવાઈ રહે, ઉન્નત થાય,–એ અર્થે જૈન ભાઇઓએ, જૈન શ્રીમંતોએ સાંકડી વૃત્તિ, સાંકડા વિચાર જતા કરી, પોતાની કોમનું કેમ ભલું થાય એ જ વિચાર, એ જ પ્રવૃત્તિ કર્ત્તવ્ય છે; ઉદાર દીલથી પોતાના ધર્મ ભાઇઓને આશ્રય આપવો ઘટે છે; તેઓ શ્રીમંત થાય એવી જ ભાવના રાખી એવીજ મદદ આપવી ઘટે છે. પોતાની કોમ, પોતાના ધર્મની ચઢતીમાં જ પોતાની ચઢતી છે એમ ચોકસ સમજવાનું છે. આ એક ઉત્તમ પ્રકારનું સ્વધર્મવાત્સલ્ય છે.

જૈનોમાં ગ્રૅજ્યુએટો થયેલા છે, થતા જાય છે, એ ખુશી થવા જેવું છે. તેઓને ધંધે, ઉદ્યોગે લગાડવાની ચોંપ રાખવી ઘટે છે. અને શ્રીમંત જૈન વેપારીઓ અને જૈન ગ્રૅજ્યુએટો કેવા પ્રકારે અન્યોન્ય સહાયભૂત થઈ, સુસ્થિત થઇ, ધર્મ તથા ધર્મભાઇની ઉન્નતિના કારણરૂપ થાય તેનો વિચાર કરી યોજના કરી તેને અમલમાં આણવી ઘટે છે. આ સંબંધમાં મરહુમ શ્રીમાન્ શેઠ પ્રેમચંદ રાયચંદની ઉદાર-વૃત્તિનું ખસુસ અનુકરણ કર્ત્તવ્ય છે.

જૈનોનું શ્રેય કરવા ઇચ્છતા મંડળોએ આવા પ્રકારે જૈનનું શ્રેય કરવારૂપે મંડળના નામનું સાર્થક કરવું ઘટે છે.

**જૈનોનું શ્રેય કેમ થાય?**

પાંચ પંદર રૂપીઆના પગારથી સંતોષવૃત્તિ માનનારા સાંકડા વિચારના શિક્ષકાદિ પેદા કરવાનો

લોભ રાખવા કરતાં થોડા પણ ઉદારવૃત્તિના શ્રીમાન્ ધીમાન્ જૈનો પેદા થાય. એવો લોભ રાખવો, એવો પ્રયાસ કરવો પરમ લાભરૂપ છે. એથી જ જૈનનું પરમ શ્રેય થશે. શ્રીમંત હશે, તે બીજાને શ્રીમંત કરશે, નિર્ધન નહિં કરે. વિદ્યાવાળો હશે તે બીજાને વિદ્યા આપી શકશે, અજ્ઞ નહિં આપી શકે. અને જૈન દર્શનની ઉન્નતિ જે બીજાને શ્રીમંત કે વિદ્યાવાન કરી શકે તેના પર જ રહેલી છે. અને એ જ જૈનશ્રેયસ્કર-પણું છે. તો એવા શ્રીમાન્, ધીમાન્ જૈન પેદા કરવા ભણી એ મંડળોનો લક્ષ રહેવો ઘટે છે.

નિષ્પૃહપણું, તત્ત્વદષ્ટિ ઈત્યાદિ પરંપરાએ પરિણામે આવવાના કારણરૂપ એવી ઉદારવૃત્તિથી જૈનોની આર્થિક અને પારમાર્થિક સ્થિતિ સુધારવા ભણી શ્રીમંત જૈન દાનેશ્વરીઓએ, જૈન શ્રેયસ્કર મંડળોએ, વિવેકી જૈન ગૃહસ્થોએ લક્ષ આપવું ઘટે છે. આમ જૈનોની સ્થિતિ સુધારવાની આવશ્યકતારૂપ, તથા તે કેમ સુધરે તેનાં કારણરૂપ ટુંક દિગ્દર્શન યથાવકાશ કરી બતાવ્યું છે, તે સુજ્ઞ શ્રીમંત ધીમંત ભાઈઓને સંમત થાઓ!

જૈન મુનિવૃન્દે આ બાબતનો સૂક્ષ્મ વિચાર કરી યથાવસર તે સંબંધી યથાયોગ્ય ઉપદેશ ગૃહસ્થયોગ્ય કર્ત્તવ્ય છે.

Christianity નું mission Christianity ના ફેલાવા અર્થે પ્રતિ વરસ ક્રોડો રૂપીઆ ખર્ચે છે. કોઇને ધન આપીને,

**જૈન ધર્મની પ્રભાવના**

કોઇને દવાદારૂની મદદ આપીને, કોઇને ખાવાનું આપીને, કોઇને અન્ય વ્યવહારિક અગવડ ટાળી આપીને પોતાના ધર્મના આશ્રિત કરે છે.

બધા ધર્મોનો આશય લોકોનું કલ્યાણ કરવાનો છે. બધા ધર્મવાળા એમ માને છે, કે અમારા ધર્મથી જ કલ્યાણ છે, અને એથી ધર્મઘેલા થઈ પોતાના ધર્મમાં બધાને પ્રેરવા યથાવત્ તન–મન–ધનથી પ્રવર્ત્તે છે. ત્યારે જૈન ધર્મ કે જે એમ પ્રકાશે છે કે પાપથી દુ:ખ છે, પુણ્યથી સુખ છે, રાગ દ્વેષથી બંધ છે, જ્ઞાનથી મોક્ષ છે,–ગમે તે ધર્મપંથવાળો હોય, પણ જો તે સમભાવી હોય, રાગ–દ્વેષ રહિત હોય, તો તેનો મોક્ષ છે, તેનું કલ્યાણ છે, એમ જે પ્રરૂપે છે, તેવાં એક વસ્તુસ્વરૂપ યથાર્થ બોધનાર પવિત્ર ધર્મને ફેલાવવો, તેનો જનસમુદાયને બોધ કરવો એ કેટલું બધું કલ્યાણકારી છે? તેવા એક ધર્મની પ્રભાવના કરવી, અર્થાત્ તેનો પ્રભાવ લોકોને બતાવવો, તે પ્રભાવ બતાવી તેઓને તે પવિત્ર શાસન પ્રતિ સન્મુખ કરવા એ કેટલી બધી નિર્જરાના હેતુરૂપ છે? કેવા મહત્પુણ્યના હેતુરૂપ છે? ભગવાન્ તો પ્રકાશે છે કે એ પવિત્ર શાસનની ઉન્નતિ કરનાર, લોકોને એ પવિત્ર ધર્મ પ્રતિ સન્મુખ કરનાર **તીર્થંકર નામકર્મ** બાંધે છે, એ પવિત્ર ધર્મના વિકાસ, વૃદ્ધિ, પ્રસાર અર્થે ભગવાને પ્રભાવના, વાત્સલ્ય એ આદિ સમ્યકત્વને દીપાવનાર ભૂષણો પ્રકાશ્યાં છે. તીર્થપ્રભાવના, સાધર્મિકવાત્સલ્ય એ એક પવિત્ર ધર્મને પુષ્ટિ કરવાના અમોઘ કારણરૂપ છે; અત્યુત્તમ Mission છે. અને તે Mission નો હેતુ સ્વધર્મીઓને યથોચિત દેશ–કાળાનુસાર સાહાય આપવાથી બર આવે એમ છે. Jain Mission ને ફતેહ પમાડવાની કારગત ચાવીરૂપ દર્શનાચારના **છેલ્લાં ત્રણ અંગ (૧) સ્થિરીકરણ, (૨) વાત્સલ્ય, અને (૩) પ્રભાવના** છે. એ ત્રણેનો ધ્વન્યર્થ શું નીકળે છે? ધર્મથી પડતાને સ્થિર

કરવો, સાધર્મીની યથાવત્ ભક્તિ કરવી, અને ધર્મનો પ્રભાવ પ્રવર્તાવવો એ.

આ બધાંનો સારાંશ એ નીકળે છે, કે સાધર્મીઓની વ્યવહારિક સ્થિતિ સુધારવી એ પ્રકારે હાલ સ્વામિવાત્સલ્ય થવું ઘટે છે. શ્રીમંત જૈન ભાઇઓએ એ વ્યવહાર સુધારા અર્થે ધન આદિની યથાવત્ ઉદારતા અને વિવેકપૂર્વક મદદ કર્ત્તવ્ય છે. મુનિમંડળે ધર્મનો ઉપદેશ દેશ–કાળ–પાત્રને અનુસરી ઉદારતા અને વિવેકપૂર્વક કર્ત્તવ્ય છે. આ પ્રકારે વ્યવહારિક અને પારમાર્થિક બન્ને સ્થિતિ સારી રીતે સુધારવા સંભવ છે. વિવેકી શ્રીમંત અને ધીમંત જૈનોએ આ બાબત પર અવશ્ય લક્ષ આપવું ઘટે છે. નોકારશીનાં જમણરૂપે પૈસા ખર્ચાય છે, તે કરતાં તે પૈસાનો આવા પ્રકારે વ્યય થવો હવે ઉચિત છે.

શરૂઆતમાં કહેવાઇ ગયું છે, કે જૈન કોમ બીજી કોમની સરખામણીમાં ગરીબ છતાં, તેના તરફથી શુભ કાર્યમાં ઘણો પૈસો વપરાય છે. આ વાત સત્ય છે. છતાં તે વ્યયનું પરિણામ કેમ દેખાતું નથી? પરિણામ જેવું જોઇએ તેવું દેખાતું નથી એ પણ સત્ય વાત છે. જોઈતું પરિણામ નહિ દેખાવાનું કારણ એ જ કે જે પ્રકારે એ પૈસાનો વ્યય થવો જોઇએ તે નથી થતો. તો કયા પ્રકારે એ પૈસાનો વ્યય થાય તો પરિણામ રૂડું દેખાય, તે પ્રકાર સંબંધીજ ઉપર બધું વિવેચન થયું છે.

હવે હાલનો શ્રીમંત જૈન વર્ગ તો વ્યાપારી વર્ગ છે. અને જે જે સખાવતો થઈ છે અને થાય છે, તે તે વર્ગ તરફથી જ મ્હોટે ભાગે થઈ છે અને

**જૈન શ્રીમંતોની ફરજ**

થાય છે. કેળવાયલા વર્ગ પૈકી

વકીલો, ડાક્તરો, કે બીજા નોકરોએ એ સખાવતોમાં ફાળો આપ્યો હોય એમ આપણને લાગતું નથી. કવચિત્ તેઓએ કંઈ પણ ભાગ આપ્યો હોય તો તે કેવળ જૂજ છે. આ ઉપરથી એમ સૂચિત થાય છે કે:

(૧) સખાવત શ્રીમંતાઇના અંગે રહેલી છે.

(૨) એ શ્રીમંતાઈ વ્યાપાર ઉદ્યોગને અંગે રહેલી છે.

(૩) હજારો લાખો રૂપીઆની લેવડ–દેવડ, ઉથલ–પાથલ કરનારા વેપારીઓ એકી વખતે હજારો લાખો રૂપીઆની સખાવત કરી શકે.

(૪) તેવા પ્રકારે બાંધેલ પગારવાળા નોકરીયાતો, ભલે તેઓ માસિક પાંચસોના પગારવાળા હોય, પણ તે ન કરી શકે. જો કે જૈનોમાં એવા પગારવાળા નોકરો જ નથી. સોથી ઉપર માસિક પગારવાળા પણ ગણ્યાગાંઠ્યા છે.

(૫) કેળવણી લઈ વકીલ થયેલ કે ડાક્તર થયેલ જૈનોમાં શ્રીમંત થયાના દાખલા નોંધાયા નથી. વકીલાત કે ડાક્તરપણા વડે પોતાનું આબરૂભેર ગુજરાન કરવા જેટલી પ્રાપ્તિ જ્યાં હોય ત્યાં શ્રીમંતાઈ તો ક્યાંથી જ આવે ? અને એમ હોય ત્યાં સખાવતનાં કામ પણ ક્યાંથી બને ?

(૬) કદાચ્ કોઈ કેળવાયેલ વકીલ આદિ બાપદાદાથી શ્રીમંત હોય અને સખાવતની રુચિવાળા હોય, તો તેને દેશ–કાળ જોતાં કેવા પ્રકારે એ સખાવત કરવી એ વિચાર પહોંચતો હશે.

(૭) જૈનો જાગ્યા ખરા પણ તે બહુ મોડા જાગ્યા. ત્રીશ ચાળીશ વરસ પહેલાં એઓએ જાગવું જોઈતું હતું;

તે વેળાએ શ્રીમંત જૈનોએ પોતાના બાળકોને તેમ સ્વધર્મ ભાઈઓને કેળવવા જોઈતા હતા. તે વખતે થયેલ વકીલ, બારીષ્ટર, ડાક્તર, વગેરે હાલ પૈસે, વ્યવહારે, રાજમાન આદિમાં આગળ પડતા છે. એ વેળે કેળવાયલા જૈનો પણ એવા આગળ પડતા હોત અને જૈન કોમ તથા ધર્મને ઘણા લાભ ભણી થાત.

(૮) છતાં "Better late than never" મોડાં, પણ જાગ્યા છે તે સારૂં છે. "જાગ્યા ત્યાંથી સવાર" ગણી ધીમે ધીમે વિવેકપૂર્વક હવે શ્રીમંત ભાઈઓએ પોતાના બાળકો તથા સ્વધર્મ ભાઈઓને ઉદારવૃત્તિથી કેળવણી, વ્યાપાર, કળા કૌશલ્યમાં આગળ પડતા કરવા ઘટે છે, જતે દહાડે એનું ફળ દેખાઈ આવશે. ધર્મને તો લેશ માત્ર અલગ ન રાખવો, એ તો ખસુસ ધ્યાન રાખવું. કેમકે **સારી નરસી સ્થિતિનો પરમ આધાર જ ધર્મ છે.** અર્થની સિદ્ધિ ન થાય, વા કામની સિદ્ધિ ન થાય તો હરકત નહિં, પણ ધર્મની સિદ્ધિ તો થવી જ જોઇએ. તેમજ **ધર્મના ભોગે કદી પણ અર્થની કે કામની સિદ્ધિ ન કરવી, ન ઇચ્છવી.** કેમકે ધર્મ હશે, તો કામ પણ સિદ્ધ થશે, અર્થ પણ સિદ્ધ થશે, અને મોક્ષ પણ સિદ્ધ થશે. ધર્મ નહિં હોય તો એક પણ નહિં સિદ્ધશે. માટે ધર્મ પ્રતિ તો અવશ્ય લક્ષ રાખવું. આ આપણા વિષયનો પ્રધાન હેતુ પણ ધર્મ જ છે.

(૯) જૈન બંધુઓની ધાર્મિક અને વ્યવહારિક સ્થિતિ સુધરે એમ કરવું. જૈન બંધુઓને વ્યવહારમાં, વેપારમાં, ધંધા ઉદ્યોગમાં આગળ પડતા કરવા. જૈનોમાં સખાવત કર-

નારો મુખ્ય વર્ગ શ્રીમંત વ્યાપારીઓ છે એ ઉપરથી આટલી બાબતો આપણને સૂચિત થાય છે. અને એ બધી સૂચિત બાબતોનો સાર સમુચ્ચય એ છે કે:—**જૈન ભાઈઓના વ્યવહાર સુધારા માટે અગત્યનાં સાધન વ્યાપાર, ધંધા, ઉદ્યોગ, રાજ્ય સરકારે અમલ—એ છે. અન્ય સેવાવૃત્તિ વડે સુધારો સંભવતો નથી.**

ફરીને કહેવાનું કે જૈન શ્રીમંત ધંધાદારી, મીલમાલેક આદિ વ્યાપારીએ પોતાના ધંધામાં—મીલોમાં જૈન ભાઈઓને જોડવા ઘટે છે. તે ધંધા ઉદારબુદ્ધિથી ખીલવી તેમાં તેમને પ્રવેશ કરાવવો ઘટે છે. નોકરી—ચાકરીથી એઓને છોડાવવા ઘટે છે. સ્વતંત્ર ધંધો, સ્વાશ્રયનો ઉદ્યમ કરી શકે, સારી રીતે કમાતા ધમાતા થાય એમ કરી આપવું, કરી અપાવવું ઘટે છે. એ બાબતમાં પારસી ભાઈઓનું ખાસ અનુકરણ કર્ત્તવ્ય છે.

**ધર્મ, ધર્મસાધન ને ધર્મીનું સંરક્ષણ**

આ બધું કહેવાનો કેવળ હેતુ ધર્મ, તે ધર્મનાં સાધન, અને ધર્મભાઈઓનું સંરક્ષણ એ છે; તેનું યોગક્ષેમ એ છે. ધર્મ તો વીતરાગ પ્રણીત પવિત્ર દયાધર્મ એ છે.

ધર્મનાં સાધનો શ્રી જિનેંદ્ર ભગવાનની પવિત્ર પ્રતિમા, જિનમંદિરો, જ્ઞાનમંદિરો, જ્ઞાનશાળાઓ, આગમ, પૌષધશાળાઓ એ આદિ છે.

અને ધર્મીઓ તો સાધુ—સાધ્વી, શ્રાવક—શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ, તીર્થ એ છે.

ધર્મને અંગે રહેલાં સાતે ક્ષેત્રોમાં આ ધર્મનાં સાધનો, તથા ધર્મનાં આરાધનારા પાળનારાઓનો સમાવેશ સર્વાંશે થઈ જાય છે.

સાધર્મિવાત્સલ્યમાં એ ચતુર્વિધ સંઘનું વાત્સલ્ય આવી જાય છે. ચતુર્વિધ સંઘરૂપી એક ધર્મ પાળનાર સમુદાય પ્રતિ ભક્તિ–પ્રેમ દાખવવો, એને સાહાય્ય આપવી, એ આદિ સાધર્મિક વાત્સલ્ય છે.

ધર્મનાં સાત ક્ષેત્રનાં આ સાત અંગ છેઃ—

(૧) જિનપ્રતિમા, (૨) ચૈત્ય, (૩) શ્રુત, (૪) સાધુ (૫) સાધ્વી, (૬) શ્રાવક, અને (૭) શ્રાવિકા.

**બધાનો આધાર ગૃહસ્થ શ્રાવક**

આ બધાંનો આધાર હાલ દેશ–કાળ જોતાં ગૃહસ્થ શ્રાવક ઉપર છે. ગૃહસ્થ શ્રાવકની સ્થિતિ સારી હશે, તેનો ગૃહસ્થધર્મ દીપતો હશે, તો સાધુ ધર્મને સુલભતા થશે, અને સાધુ ધર્મ દીપશે. કેમકે **સાધુધર્મે સ્થિત એવા સાધુને પરમ અવષ્ટંભક ગૃહસ્થ જ છે.** તેરાજ જિનમંદિર, જિનપ્રતિમા, જ્ઞાનશાળા આદિનો પણ આધાર **સુસ્થિત ગૃહસ્થ** ઉપરજ છે. "કુવામાં હશે, તો હવાડામાં આવશે." આમ વિચારી હાલ તો ગૃહસ્થ ધર્મ, જે કનિષ્ઠપ્રાય અવ્યવસ્થિત થઈ ગયો છે, તેની સ્થિતિ સુધારવા શ્રીમંત–ધીમંત જૈન ભાઈઓએ લક્ષ આપવું ઘટે છે. પૂર્વના જૈનો પૈકી **વસ્તુપાળ તેજપાળ, વિમળશાહ, વાગ્ભટ** આદિ જેવા થવા–કરવા ભણી લક્ષ રાખવું, રખાવવું ઘટે છે. સ્વામિવાત્સલ્યનો આ અત્યુત્તમ પ્રકાર છે.

જૈન કૉન્ફરન્સે આ બાબત ખસુસ ધ્યાનમાં લઈ હાલ એકાંત તે અર્થ પ્રવર્તવું ઘટે છે, યથાયોગ્ય યોજના ઘડી તેને અમલમાં આણવી ઘટે છે. મોટા શહેરો પૈકી **અમદાવાદ**, **મુંબઈ**, **પાલીતાણા** આદિ જે જે સ્થળોએ વરસમાં પાંચ સાત વાર નોકારશી જમતી હોય, અને એકંદરે લાખો રૂપીઆનો વ્યય થતો હોય, તે તેમ ન થવા દેતાં, તે અંગે વપરાવાના પૈસા ભવિષ્યમાં અનેક નોકારશી કરવાની શક્તિવાળા વિદ્વાન્ અને શ્રીમાન્ જૈનો પેદા થાય એવી રીતે વપરાવવા ઘટે છે. જૈનોની સામાન્યપણે સ્થિતિ સારી હતી, તે વેળા આવાં જમણો વાજબી હતાં; પણ હાલ તો એ ભાવિ સારા માટે બંધ રાખવાં ઘટે છે. વળી ભવિષ્યમાં સારી સ્થિતિ થયે સહેજે જમણો થઇ રહેશે. કેમકે વિવેકી માણસોનું વર્તન સ્થિતિને અનુસરી હોય છે.

પ્રફુલ્લિત મનથી થએલ કામ બહુ ફલદાયી થાય છે. સંકુચિત મનથી થએલ કાર્ય સાંકડા ફળ, અલ્પ ફળવાળું થાય છે. સંકુચિત વૃત્તિ રાખવી પડે છે, એનું કારણ ફક્ત લોકોની સ્થિતિ સાંકડી થઇ ગઇ છે તે છે. આમ બધી સ્થિતિ જોઇ જૈન ધર્મ, તેનાં સાધનો અને તેના પાળનારનું ભાવિ શ્રેય થાય એ અર્થે રસ્તો લેવો યોગ્ય છે.

શ્રીમંત જૈનોએ આ લક્ષમાં લેવું ઘટે છે. સુજ્ઞ મુનિવરોએ આ બોધ આપવો અવશ્યનો છે. નહિ તો ભય રહે છે, કે ભાવિ કાળે જૈન સમુદાય ઘણો અલ્પ થતો જશે. કારણ (૧) એક તો સ્થિતિ સારી નહિં, એટલે

મુનિઓનું કર્તવ્ય

ગમે તેની સેવા ચાકરી કરવીં પડે, અને અન્ય સહવાસથી જૈનપણું ભૂલી જવાનો સંભવ, અને (૨) તત્ત્વજ્ઞાનનો અભાવ. માટે જૈનધર્મ, તેનાં સાધનો, તેના પાળનારાઓનું સંરક્ષણ કરવું હોય, તો હજી સુલભતા છે. વખતના વહેવા સાથે કઠિનતા આવતી જશે.

**ઉપસંહાર**

સ્વામિવચ્છળ આદિ પાછળ જમણવારરૂપે પૈસો ન ખર્ચાતાં ઉપર જણાવેલરૂપે ખર્ચાવા અંગે આ બધી વાત થઈ, વ્યવહાર સુધારાની આવશ્યકતા અને એનાં રસ્તાનું આ દર્શન થયું.

હવે એ સ્વામિવાત્સલ્ય કોને કહે છે, અને કેવા પ્રકારે કર્ત્તવ્ય છે, કોણે કોણે કરેલ છે, અને એનું શું ફળ છે, એ પૂર્વના મહાપુરુષો પ્રકાશી ગયા છે, તે પ્રકારે જણાવીશ. ઉપર જણાવેલ છે તે પૂર્વના મહાપુરુષના ઉપદેશને ધ્યાનમાં લઇને જ જણાવેલ છે.



ॐ नमो तित्थस्स.

# સ્વામિવાત્સલ્ય

## ઉત્તર ખંડઃ અવતરણો

**स्वधर्मं यः पुष्णाति नमस्तस्मै सर्वदा ।**

મ. કી. મહેતા.

**"सम्यगदर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः"**

—સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન, અને સમ્યક્ ચારિત્ર એ મોક્ષનો માર્ગ છે. આમ તત્ત્વાર્થના પ્રારંભમાં જ ઉમાસ્વામિ પ્રકાશે છે. મોક્ષનો માર્ગ આ છેઃ—વસ્તુગતે વસ્તુના સ્વરૂપની યથાવત શ્રદ્ધા રાખવી, તેનું સ્વરૂપ જાણવું, અને તે જાણી તે પ્રમાણે વર્ત્તવું, છાંડવા યોગ્ય છાંડવું, આદરવા યોગ્ય આદરવું,—એવો એમાંથી સંક્ષેપ અર્થ નિકળે છે.

**"तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्"**—

વસ્તુગતે વસ્તુના સ્વરૂપમાં શ્રદ્ધાન, ભાવ, રુચિ, ઇચ્છા તે સમ્યગ્દર્શન છે. આવા ભાવવાળા, આવી શ્રદ્ધા—રુચિવાળા સમ્યગ્દૃષ્ટિ જીવો કહેવાય છે; અને એ શ્રદ્ધાને સમ્યક્ત્વ કહે છે, કે સમ્યગ્દર્શન કહે છે. તે સમ્યગ્દર્શન પ્રાપ્તિ અર્થે, તેની વિશુદ્ધિ અર્થે ભગવાન્ કેટલાંક આચરણનો બોધ કરે છે. એ આચરણો તે આઃ—

**निस्संकिअ निक्कंखिअ निव्वितिगिच्छा अमूढदिट्ठी अ।
उववूह थिरिकरणे वच्छल पभावणे अट्ठ॥**

(૧) નિ:શંકતા, (૨) નિ:કાંક્ષા, (૩) નિર્વિતિગિચ્છા (૪) અમૂઢદૃષ્ટિ, (૫) પરગુણપ્રકાશન, (૬) સ્થિરીકરણ, (૭) વાત્સલ્ય, અને (૮) પ્રભાવના,—એ આઠ દર્શનના આચાર છે. અર્થાત્ એ આચાર પાળવાથી દર્શન પ્રાપ્તિ થાય છે. સ્થળાંતરે તેને સમ્યક્ત્વના આઠ આભૂષણ કહ્યાં છે, અને તે વાસ્તવિક જ છે. "**વાત્સલ્ય**" ધર્મને **સમ્યક્ત્વનો એક મહા-પ્રકાર** કહ્યો, તે **વાત્સલ્ય** શું? એ યથાર્થ જાણવું જરૂરનું છે. શ્રાવક-શ્રાવિકાના સમુદાયને એકત્ર ભોજન આપવું એટલો જ માત્ર એનો અર્થ નથી, એનો અર્થ તો ઘણો વિશાળ છે, જેમકે:—

**"जो धम्मिएसु भत्तो, अणुचरणं कुणदि परमसद्धाए।
पियं वयणं जंपंतो वच्छहल्लं तस्स भव्वस्स॥"**

(સ્વામી **કાર્તિકેય** અનુપ્રેક્ષા, ૪૨૦)

અર્થ:—તે ભવ્યજીવનો આ વાત્સલ્ય ગુણ છે. કયો? તો કે સમ્યગ્દૃષ્ટિ એવા પોતાના ધર્મબંધુઓ પ્રતિ ભક્તિ કરવી, પરમ શ્રદ્ધા, પ્રેમ વડે એઓનું અનુચરણ કરવું, પ્રિય શબ્દો વડે તેઓ સાથે વાત કરવી, એ. એ વાત્સલ્ય એટલે શું? તો કે વાત્સલ્ય એટલે પ્રેમ. કોના જેવો પ્રેમ? તો કે ગાય જેમ પોતાનાં વત્સ (વાછડાં) પ્રતિ વાત્સલ્યભાવ-પ્રેમ ભાવ દેખાડે તેવો. તાત્પર્ય કે ભવ્યજીવ પોતાના સમ્યગ્દૃષ્ટિ ધર્મબંધુ પ્રતિ, ગાય જેમ વાછડા પ્રતિ પ્રેમ ધરાવે, તેવો પ્રેમ રાખે.

" अनवरतमहिंसायां शिवसुखलक्ष्मीनिबंधने धर्मे ।
सर्वेष्वपि च सधर्मिषु परमं वात्सल्यमालंब्यम् ॥ "

(શ્રી **અમૃતચંદ્રાચાર્ય**, શ્રી પુ. સિ. ઉ. ૨૦)

**અર્થ**:—પોતાનું હિત ઇચ્છતા એવા સમ્યગ્દૃષ્ટિ ભવ્ય જીવે આમાં પરમ પ્રેમભાવ, પરમ વાત્સલ્યભાવ નિરંતર રાખવો ઘટે છે. શેમાં? તો કે (૧) **શિવસુખની લક્ષ્મીનું પરમ કારણ એવા જૈનધર્મ**, (૨) **અહિંસા**, અને (૩) **પોતાના બધા સ્વધર્મ ભાઈઓ**. તાત્પર્ય કે ધર્મ તેમજ તે ધર્મ પાળનારા સ્વધર્મબંધુ પર કેવી પ્રીતિ રાખવી? તો કે ગોવત્સ સરીખી. જેમ ગાય પોતાનાં વાછડા પરના પ્રેમને લઈ સિંહ સન્મુખ પણ પ્રાણહાનિનો ભય રાખ્યા વિના જાય છે, તેમ ધર્માત્મા જીવે પોતાના ધર્મબંધુ પ્રતિ તેને કષ્ટ આવ્યે સને ગમે તે પ્રકારે બચાવવા, સહાય આપવારૂપ પ્રીતિ દાખવવી ઘટે. ભગવાન્ આને વાત્સલ્યગુણ કહે છે. સમ્યક્ત્વનું આ વાત્સલ્ય ધર્મરૂપ સાતમું અંગ છે.

" स्वयूथ्यान् प्रति सद्भावसनाथापेतकैतवा ।
प्रतिपत्तिर्यथायोग्यं वात्सल्यमभिलप्यते ॥

(રત્નકરંડ **શ્રા. આ.** ૧૭)

અર્થ:—આ વાત્સલ્ય ગુણ કહેવાય છે. કયો? તો કે પોતાના સમૂહના, એટલે પોતાના ધર્મના એવા સમ્યગ્દૃષ્ટિ જીવોની નિષ્કપટપણે, સમ્યગ્ભાવ વડે, યથાયોગ્ય સેવાભક્તિ કરવી તે; તેઓનો સદ્ભાવપૂર્વક સત્કાર કરવો તે; માઠી સ્થિતિ યોગે તેઓને યથાયોગ્ય સહાય આપવી તે. સત્યાર્થ ભાવ સહિત, કપટ રહિત યથાયોગ્ય તેઓની પ્રતિપત્તિ કરવી,

અર્થાત્ એવા ભાઇઓ આવ્યે ઊઠી સામા જવું, વંદન કરવું, તેઓના ગુણનું સ્તવન કરવું, અંજલિ જોડી આજ્ઞા માગવી, પૂજા–પ્રશંસા કરવી, ઉંચે આસને બેસાડી, પોતે નીચે બેસવું, જેમ કોઇ દરિદ્રીને ઘણો પૈસાનો લાભ પ્રાપ્ત થયો હોય અને હર્ષ પામે તેમ પોતાના ધર્મબંધુને જોઈ હર્ષ પામવો, પ્રીતિ કરવી, યથાવગર આહાર, પાન, વસ્ત્ર તથા બીજી દ્રવ્ય, પુસ્તકાદિ ઉપકારક ચીજ આપવી, વૈયાવૃત્ય કરવું, એ આદિ–પૂર્વક આનંદ માનવો એને વાત્સલ્ય ધર્મ કહે છે.

શ્રી સદાસુખજીકૃત તત્ત્વાર્થસૂત્ર ભાષાંતરમાં કહ્યું છે, કે આ કારણો વડે ઉપમા રહિત, અચિંત્ય વિભૂતિનું કારણ, ત્રિલોકય જયવંત એવું તીર્થંકરનામ પુણ્ય કર્મ બંધાય છેઃ–કયાં કયાં કારણો? તો કે " **दर्शनविशुद्धिविनयसंपन्नता......यावत् प्रवचनवत्सलत्वमिति तीर्थंकरत्वस्य ॥** " (૨૪) અધ્યાય ૬. એજ તત્ત્વાર્થસૂત્રની અર્થપ્રકાશિકામાં તેના કર્ત્તા શ્રીમાન્ × × × એજ અધ્યાયના એજ સૂત્રને અંગે "વાત્સલ્ય" અંગે આ પ્રમાણે કહે છેઃ

"વળી જિનેંદ્ર દેવના કહ્યા ધર્મમાં તથા તે ધર્મના ધારવાવાળા એવા સાધર્મિકોમાં, તથા ધર્મના કારણોમાં નિત્ય અનુરાગ, પ્રેમ, ભક્તિ રાખવાં એ વાત્સલ્ય અંગ છે." પૃ. ૩૮૫. પૃ. ૩૮૮–"વળી જેમ ગાય વાછડાં પ્રતિ પ્રીતિ કરે, તેમ સ્વધર્મીને જોતાં સ્નેહવડે ચિત્તનું ભિંજાઈ જવું, અર્થાત્ પોતાના સ્વધર્મી બંધુને જોઇ હર્ષ. હર્ષ પામવો એ પ્રવચનવાત્સલ્ય ભાવના જાણવી." આ ભાવનાઓ વડે તીર્થંકર નામકર્મ બંધાય. એજ તત્ત્વાર્થાધિગમ સૂત્રના ભાષ્યમાં શ્રીમાન્ ઉમાસ્વાતિ વાચક પોતે એજ ભાવનાના અધિકારે તીર્થંકર નામ

કર્મના આસ્રવના હેતુ શું, તે કારણરૂપે પ્રકાશે છે કે-" (પૃ. ૧૫૧-૫૨)

"**एते गुणाः समस्ता व्यस्ता वा तीर्थंकरनाम्न आस्रवा भवंति।**" આ પૂર્વોક્ત બધા ગુણો અથવા પૃથક્ પૃથક્, જેમ કે-દર્શનવિશુદ્ધિ, વિનયસંપન્નતા, વાત્સલ્ય આદિ બધા ગુણ મળીને, અથવા એ સોળમાંથી યથાસંભવ એક દર્શનવિશુદ્ધિ કે વાત્સલ્ય,-એમ એક બે ચાર ગુણો વડે તીર્થંકર નામ કર્મનો આસ્રવ થાય છે.

"**अर्हच्छासनानुष्ठायिनां श्रुतधराणां बालवृद्धतपस्वि शैक्षग्लानादीनां च संग्रहोपग्रहानुग्रहकारित्वं प्रवचनवत्सलत्वम्।**" અર્થ:—અરિહંત ભગવાને પ્રરૂપ્યો જે ધર્મ તેનું અનુષ્ઠાન કરનારા, શ્રુતધર, તેમજ બાળ, વૃદ્ધ, તપસ્વી, શૈક્ષ્ય, ગ્લાન આદિ સાધર્મિકો ઉપર સંગ્રહ, ઉપગ્રહ, અનુગ્રહ કરવો એનું નામ પ્રવચનવાત્સલ્ય.

## સ્વામિવાત્સલ્ય અને શ્રીમદ્ આત્મારામજી.

સ્વામિવાત્સલ્ય કેવા પ્રકારે કરવું જોઇએ. તે માટે મર્હુમ શ્રીમદ્ **આત્મારામજી** પ્રકાશે છે કે:—

"જેની લોગોંકી દો ઇંદ્રિય બહુત જબરજસ્ત હો ગઈ હૈ........એક તો નાક ઔર દૂસરી જિહ્વા; ક્યોંકિ નાકકે વાસ્તે અર્થાત્ આપકી નામદારીકે વાસ્તે લાખો રૂપીઆ લગાકે જિનમંદિર બનવાને ચલે જાતે હૈ, ઔર જિહ્વા કે વાસ્તે ખાનેમેં લાખો રૂપીઆ ખર્ચ કરતે હૈ........કોઈ પૂછે કિ ક્યું જિનમંદિર અથવા સ્વામિવાત્સલ્ય કરનેમેં પાપ હૈ?

જંવાણમેં જિનમંદિર બનવાનેકા ઓર સ્વામિવાત્સલ્ય કરનેકા ફલ તો સ્વર્ગ ઓર મોક્ષ હૈ. પરંતુ જિનેશ્વર દેવને તો ઐસા કહા કી જો ધર્મક્ષેત્ર બીગડતા હોવે તીસકી સારસંભાળ પહિલે કરની ચાહિયે. જિસ ગાંવકે લોગ ધનહીન હોવે, ઓર શ્રાવકકા પુત્ર ધનહીન હોવે, તીસકો કીસિકા રોજગારમેં લગાકે તીસકા કુટુંબકા પોષણ હોવે ઐસે કરે. યહ સ્વામિવાત્સલ્ય હૈ. હમ બનીયે લોકોકે જીમાવનરૂપ સ્વામિવાત્સલ્યકા નિષેધ કરતા હૈ, યા ન સમજના. નામદારીકે વાસ્તે ઇસ ગાંવકે બનિયોને ઉસ ગાંવકે બનીયોંને જીમાયા, ઓર ઉસ ગાંવવાલોને ઇસિ ગાંવકે બનીયોંકો જીમાયા, પરંતુ સાહામ્મિકો (સાધર્મિકકું) સાહાય્ય કરનેકી બુદ્ધિસે નહિં. તીસકો હમ સ્વામિવાત્સલ્ય નહિં માનતે, પરંતુ ગદ્ધેખુરકની માનતે હૈ."

## સ્વામિવાત્સલ્ય અને શ્રીમાન્ રત્નશેખરસૂરિ.

સ્વામિવાત્સલ્ય કેમ કરવું એ સંબંધમાં "**શ્રાદ્ધવિધિ કૌમુદી**" આદિ અનેક પ્રકરણોના કર્ત્તા, પૂર્વના એક ધુરંધર આચાર્ય શ્રીમદ્ **રત્નશેખરસૂરિ** પ્રકાશે છે કેઃ—

"સાધર્મિકવાત્સલ્ય પણ સર્વે સાધર્મીભાઇઓનું અથવા કેટલાકનું શક્તિ માફક કરવું. સાધર્મીક ભાઇનો યોગ મળવો પ્રાયઃ દુર્લભ છે- કહ્યું છે કેઃ—

'સર્વે જીવો સર્વ પ્રકારના સંબંધો માંહોમાંહે પૂર્વે પામેલા છે; પરંતુ સાધર્મિક પ્રમુખ સંબંધને પામનારા જીવો તો કોઇક ઠેકાણે વિરલા જ હોય છે.

સાધર્મી ભાઇઓનો મેલાપ પણ ઘણો પુણ્યકારી છે, તો પછી સાધર્મીનો **શાસ્ત્રમાં કહ્યા મુજબ** આદરસત્કાર કરે તો પુણ્યબંધ થાય એમાં કહેવું શું? કહ્યું છે કે:—

'એક તરફ સર્વે ધર્મ અને બીજી તરફ સાધર્મિક વાત્સલ્ય રાખી બુદ્ધિરૂપી ત્રાજવાએ તોલીએ તો બંને સરખાં ઉતરે છે.'

સાધર્મીનો આદરસત્કાર આ રીતે કરવો.—પોતાના પુત્ર વિગેરેનો જન્મ મહોત્સવ—વિવાહ પ્રમુખ હોય તો સાધર્મિક ભાઇઓને નિમંત્રણ કરવું; અને ઉત્તમ ભોજન, તાંબૂલ, વસ્ત્ર, આભરણ પ્રમુખ આપવું. કદાચ તેઓ કોઈ સમયે સંકટ દશામાં આવી પડે, તો ગાંઠનું ધન ખર્ચીને તેમને આફતમાંથી કાઢવા. પૂર્વકર્મના અંતરાયના દોષથી કોઇનું ધન જતું રહે, તો તેને પાછો પૂર્વલી અવસ્થામાં લાવવો. જે પોતાના સાધર્મી ભાઇઓને પૈસે ટકે સુખી ન કરે, તે પુરુષની મોટાઈ શા કામની? કહ્યું છે કે:—

'જેમણે દીન જનોનો ઉદ્ધાર ન કર્યો, સાધર્મિકોનું વાત્સલ્ય ન કર્યું, અને હૃદયને વિષે વીતરાગનું ધ્યાન ન કર્યું, તેમણે પોતાનો જન્મ વૃથા ગુમાવ્યો.'

પોતાના સાધર્મી ભાઇઓ જો ધર્મથી ભ્રષ્ટ થતા હોય, તો ગમે તે પ્રકારે તેમને ધર્મને વિષે સ્થિર કરવા. જો તેઓ ધર્મકૃત્ય કરવામાં પ્રમાદ કરતા હોય, તો તેમને યાદ કરાવી અનાચારમાંથી નિવારવા. એ પ્રમુખ કરવું. કહ્યું છે કે:—

'પ્રમાદ કરે તો યાદ કરાવવું, અનાચારમાં પ્રવર્ત્તે તો નિવારવા, ચૂકે તો પ્રેરણા કરવી, વારંવાર ચૂકે તો વારંવાર પ્રેરણા કરવી.'

તેમજ પોતાના સાધર્મિકોને વાચના, પૃચ્છના, પરાવર્ત્તના, અનુપ્રેક્ષા, અને ધર્મકથા ઈત્યાદિકમાં યથાયોગ્ય જોડવા. શ્રાવિકાનું વાત્સલ્ય પણ એ પ્રકારે કરવું."

આમ શ્રી શ્રાદ્ધવિધિમાં શ્રીમદ્ રત્નશેખરસૂરિ સાધર્મિક વાત્સલ્ય અંગે પ્રકાશી ગયા છે.

## સ્વામિવાત્સલ્ય અને શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય.

સાત ક્ષેત્રે ધન વાપરવા સંબંધી ઉપદેશના અધિકારે કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય શ્રી યોગશાસ્ત્રમાં પ્રકાશે છે કે:—

"સાતમું–સાધર્મિક એવા શ્રાવકોને માટે પણ પોતાનું ધન વાપરવું. તેઓને પોતાના પુત્ર આદિકના વિવાહ મહોત્સવમાં નિમંત્રણ આપી જમાડવા, તેમને વસ્ત્રાભરણો આપવાં; દુઃખમાંથી પોતાનું ધન ખર્ચીને પણ ઉગારવાં; તેમને ધર્મક્રિયા કરવા માટે પૌષધશાળાઓ કરાવી આપવી; વગેરે અનેક પ્રકારે તેઓની ભક્તિ કરવી; અને તેવીજ રીતે શ્રાવિકાઓ અર્થે પોતાનું ધન વાપરવું."—શ્રી યોગશાસ્ત્ર, ૩ પ્રકાશ.

## સ્વામિવાત્સલ્ય અને શ્રીમદ્ હરિભદ્રસૂરિ.

સ્વામિવાત્સલ્યના અંગે શ્રીમદ્ હરિભદ્રસૂરિકૃત ધર્મબિંદુની ટીકામાં આ પ્રમાણે પ્રકાશેલ છે:—

"वात्सल्यं = समानधार्मिकजनोपकारकरणम्"

અર્થ:—સાધર્મિક જનના ઉપર ઉપકાર કરવો–એટલે સરખા ધર્મવાળા પ્રતિ પોતાની શક્તિ અનુસાર સાહાય્ય આપવું."—શ્રી. ધ. બિં. ૨ અધ્યાય.

એક દહાડો શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય શાકંભરી નગરીમાં પધાર્યા. તે નગરમાં ધનાશા નામે નિર્ધન શ્રાવક રહેતો હતો.

**સ્વામિવાત્સલ્ય અને રાજેન્દ્ર કુમારપાળ**

તેણે પોતે શીયાળામાં ઓઢવા માટે પોતાની સ્ત્રીના હાથે સુતર કંતાવીને તેનો એક જાડો ચોફાળ બનાવ્યો હતો; પણ ભાવ આવવાથી તેણે તે ચોફાળ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને વ્હોરાવ્યો. પછી જ્યારે તે શ્રી હેમચંદ્રાચાર્ય શ્રી પાટણમાં પધાર્યા, ત્યારે શ્રી કુમારપાલાદિ બહોંતેર રાજાઓ અને કુબેર આદિ અઢાર હજાર શ્રાવકો પોતપોતાની ઋદ્ધિ સહિત તેઓની સામે આવ્યા. તે વખતે શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પોતાના શરીર પર તે જ જાડો પાણુકોરાનો ચોફાળ ઓઢ્યો હતો. તે જોઈ શ્રી કુમારપાળ રાજાએ તેમને કહ્યું કે ભગવન્! આપ મારા ગુરુ થઇ આવાં નિર્માલ્ય વસ્ત્રો પહેરો છો, તેથી મને લજ્જા થાય છે. શ્રી હેમચંદ્રાચાર્યે શ્રી કુમારપાળને કહ્યું કે હે રાજન્! તમે આ પૃથ્વી પર રાજ્ય કરો છો, અને તમારા મુનિઓને આ વસ્ત્ર દાન દેનારા સાધર્મી શ્રાવકો જ્યારે મહા મુશીબતે પોતાનું ગુજરાન ચલાવે છે, તેથી તમને શું લજ્જા નથી આવતી? અમે તો નિષ્પૃહી મુનિ છીએ. અને સામાન્ય વસ્ત્રો પહેરીએ તો જ અમારી ગુરુતા જળવાઇ રહે છે.

આ સાંભળી શ્રી કુમારપાળ રાજેન્દ્રે અભિગ્રહ લીધો, કે આજથી હવે મારે દર વર્ષે સ્વામિવાત્સલ્ય કરવું; અને નિરાધાર શ્રાવકોને દર દિવસે મારે દશહજાર સોના મહોર આપવી, આવી રીતે દાન દેતાં થકાં તેમને વરસની એક ક્રોડ સોના મહોર જોઈતી હતી; અને ચૌદ વરસો દરમ્યાન તેણે

એવી ચૌદ કરોડ સોનામહોર પોતાના સાધર્મિક ભાઇઓને આપી તેઓનું દારિદ્ર ટાળ્યું."

—શ્રી રત્નમંદિરગણિકૃત ઉપદેશતરંગિણ્યાં દ્વિતીયતરંગે.

**સ્વામિવાત્સલ્ય અને શ્રાદ્ધવિધિ**

"કોણે પોતાનો જન્મ વૃથા ગુમાવ્યો છે?"—એ સંબંધી અધિકારે શ્રી શ્રાદ્ધવિધિમાં કહેલ છે કેઃ—

**"न कयं दीणुद्धरणं, न कयं साहम्मिआण वच्छलं।**
**हिययंमि वीयराओ, न धरिओ हारिओ जम्मो॥"**

અર્થઃ—જેણે દીન લોકોનો ઉદ્ધાર કર્યો નથી. જેણે સ્વામિવાત્સલ્ય કર્યું નથી, તેમ જેણે હૃદયમાં શ્રી વીતરાગ પ્રભુને ધાર્યા નથી, તેણે પોતાનો જન્મ વૃથા ગુમાવ્યો છે.

પુનઃ અન્ય પ્રકારે કહે છે. કોનો જન્મ સફળ છે? તો કે—

**"साधर्मिकाणां वात्सल्यं भोजनाच्छादनादिभिः।**
**यस्तनोति नरो भावात्, तज्जन्म सफलं भवेत्॥"**

અર્થઃ—જે જન ભાવપૂર્વક, પ્રેમપૂર્વક, નિષ્કપટપણે સ્વધર્મીઓનું ભોજન, વસ્ત્ર, ધન, ઔષધ એ આદિ વડે વાત્સલ્ય કરે, તે પ્રતિ પ્રીતિ દાખવે, ગાય વાછડાની સંભાળ લે–રાખે, તે પ્રકારે તેઓની સંભાળ લે, તે જનનો જન્મ સફળ થાય છે,

**સ્વામિવાત્સલ્ય અને ઉપદેશતરંગિણી**

શ્રી **શ્રાદ્ધવિધિ** આદિ પ્રકરણ ગ્રંથોના કર્ત્તા શ્રીમદ્ રત્નશેખર સૂરિના પ્રશિષ્ય શ્રી રત્નમંદિર ગણી **ઉપદેશતરંગિણી**માં સ્વામિવાત્સલ્ય અધિકારે આ વાતો કહે છેઃ—

૧. તપગચ્છનાયક શ્રી **સોમતિલકસૂરિ** એક વખત **સુરગિરિ** ( દેવગિરિ ) માં શા. **જગસિંહના** ઘેર ગૃહજિનાલયમાં દર્શને પધાર્યા હતા. તે વખતે તે શેઠે ફક્ત સાતસો સોના મહોરો ખર્ચી તાંબૂલ શ્રી સંઘને આપેલ હતાં. ( તાંબૂલ અર્થેજ સાતસો સુવર્ણ મહોર ખર્ચ થયો, તો બીજી સામગ્રી માટે કેટલો બધો ખર્ચ થયો હશે ? કેવી સ્વામી ભક્તિ ! કેટલું ઉદાર દીલ ! જૈનોએ આવી સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ છે. ગૃહસ્થધર્મ એ પ્રકારે દીપે, અને દીપાવે.)

૨. શ્રી **સોમસુંદરસૂરિના** વારે **વિશલશાહ** શેઠની ભાર્યા **ખેમાબાઇએ** સમગ્ર દેશના શ્રી સંઘમાં સાકરનું લાણું કર્યું હતું.

૩. પ્રથમ કહેલા **સુરગિરિવાળા જગસિંહ** શેઠે પોતાના ત્રણસો સાધર્મી ભાઇઓને પોતાના જેવી સ્થિતિએ આણ્યા હતા. ( વર્ત્તમાન શ્રીમંત જૈનોને આ દાખલા બહુ ઉપકારક, ઉપદેશક થશે. ) હમણાં જ થઈ ગયેલા શ્રી કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિના એક અગ્રેસર શેઠ **નરશી નાથા**, જેની ટુંક તથા ધર્મશાળા શ્રી **પાલિતાણા સિદ્ધક્ષેત્રે** વિદ્યમાન છે, તેણે સદ્‌ભાવપૂર્વક પોતાની જ્ઞાતિના ધર્મબંધુઓને સુસ્થિત કર્યા હતા.

૪. આ શિવાય **જાવડશાહ**, **ઉદાયન મંત્રી**, **બાહડ મંત્રી**, **પેથડશાહ**, **ઝાંઝણશાહ**, **જગડુશાહ**, **ભીમાશાહ**, **ધનાશા**, **રાજશીશાહ**, **વર્દ્ધમાનશાહ** આદિ અનેક પુણ્યશાળી જૈન ગૃહસ્થોએ ભિન્ન ભિન્ન પ્રકારે સ્વધર્મવાત્સલ્ય કરેલ છે. કોઈએ જમણદ્વારા, કોઇએ **વસ્ત્ર–પાત્ર** આપીને,

કોઇએ ધન આપીને, વ્યવહારિક સંકટ ટાળીને–ઈત્યાદિ અનેક પ્રકારે સ્વધર્મવાત્સલ્ય દાખવેલ છે.

૫. **થારાપદ્ર** (થરાદ) નગરમાં **આભૂ** નામે એક શ્રીમાલી શેઠ હતો. તે અતિ ધનાઢ્ય અને દાનવીર હતો; તેથી એને પશ્ચિમ દેશનો "માંડલિક" એવું બિરુદ મળ્યું હતું. એકવખત **મંડપદુર્ગ** (માંડવગઢ)માં રહેતા **ઝાંઝણ** શેઠે એવું સાંભળ્યું કે–**થરાદવાળા આભૂશા** પોતાને ઘેર આવેલા સાધર્મિકોને ભોજન કરાવ્યા વિના પોતે ભોજન કરતા નથી. તે સાંભળી ચમત્કાર પામેલા **ઝાંઝણે** તેની પરીક્ષા કરવા માટે તજવીજ કરી; અને તેથી તે બત્રીશ હજાર સાધર્મિકોના સંઘ સહિત જૂદે જૂદે માર્ગેથી ચોદસના દિવસે **થારાપદ્ર** નગરમાં આવ્યો. તે દિવસે **આભૂશાહે** તો પોષધ કર્યો હતો. પણ તેના ભાઈ જિનદાસે સંઘ આવેલો જાણી તુરત તેમને ભોજન માટે નિમંત્રણ કર્યું, અને એક પહોરની અંદર સમસ્ત સંઘને સોના અને રૂપાના થાળોમાં ભોજન કરાવ્યું; તથા ઉપર વસ્ત્રાદિકનું દાન પણ આપ્યું. આ જોઈ **ઝાંઝણશાહે આભૂશેઠને** પગે પડી કહ્યું કે–આપે મારો અપરાધ ક્ષમા કરવો, કેમકે આવી રીતે મેં આપની પરીક્ષા કરી. ક્ષમા માગી શ્રી **શત્રુંજયની** યાત્રા કરી **ઝાંઝણશાહ મંડપદુર્ગ** ગયા.

સાધર્મિક વાત્સલ્ય **ભાવની** અપેક્ષાએ અનેક પ્રકારનું છેઃ–

**સાધર્મિકવાત્સલ્યના પ્રકાર**

૧. પ્રત્યુપકારની ઇચ્છાએ મ્હોટા શાહુકાર ધર્મ ભાઈઓને ભોજન આપવું એ **શાહવાત્સલ્ય** કહેવા યોગ્ય છે.

૨. અમારી શક્તિ છતાં અમે સાધર્મિક વાત્સલ્ય-રૂપ જમણ ન આપીએ, તો દુર્જનો અમારી બદબોઈ કરશે. એવા દુર્જનના ભયથી, અપવાદની બ્હીકથી દુર્જન આદિને ભોજન આપવું એ **સાંડવાત્સલ્ય** કહેવા યોગ્ય છે.

૩. માત, પિતા, તથા શ્વસુરપક્ષાદિકના સ્વજનોને પ્રીતિ આદિની વૃદ્ધિ માટે જે ભોજનદાન દેવું, તે **સ્વજન વાત્સલ્ય** કહેવા યોગ્ય છે.

પણ આ ત્રણે પ્રકારનાં વાત્સલ્યમાં ધર્મબુદ્ધિ નહિં હોવાથી, તે નિરર્થક છે. સાર્થક તો:—

૪. પ્રત્યુપકારની ઈચ્છા વિના ફક્ત ધર્મબુદ્ધિથી પૈસાદાર કે ગરીબ એવા સાધર્મિકોને ભેદ રાખ્યા વિના સન્માનપૂર્વક ઉદાર ચિત્તથી દાન દેવું, સાહાય્ય આપવી એ જ **સાધર્મિકવાત્સલ્ય** કહેવા યોગ્ય છે; અને એ જ પરમ લાભ-કારી, પુણ્યદાયી, નિર્જરાહેતુક છે.

નાગપુરમાં **પૂનડ** નામે એક મહા ધનાઢ્ય શ્રાવક રહેતો હતો. **મૌજુદ્દીન** બાદશાહની બેગમ પ્રેમકલાએ તે **પૂનડ**ને પોતાનો ભાઈ કર્યો હતો.

**આ તે સ્વધર્મ, સ્વધર્મીઓ પ્રતિ પ્રીતિ**

વિ. સં. ૧૨૭૩ માં એ **પૂનડે** શ્રી **શત્રુંજય** તીર્થની પ્રથમ યાત્રા કરી હતી. પછી વિ. સં. ૧૨૮૬ માં એ બીજીવાર શ્રી **સિદ્ધક્ષેત્ર**ની યાત્રાએ ગયો હતો. તે વખતે તેની સાથે સંઘમાં ૧૮૦૦ ગાડાં તથા કેટલાક **માંડલિકો** પણ હતા. આ **પૂનડ** જ્યારે **ધોળકા** પાસે આવ્યો, ત્યારે મંત્રીશ્વર **વસ્તુપાળ** અને **તેજપાળ** તેની સામે ગયા. તે સમયે

પવનથી જે જે દિશામાં સંઘની રજ ઉડતી હતી, તે તે દિશા તરફ તે મંત્રીઓ જવા લાગ્યા. તે જોઇ બીજા માણસોએ તેઓને કહ્યું કે–હે મંત્રીરાજ! આ બાજુએ તો ઘણી રજ ઉડે છે, માટે આ તરફ પધારો, ત્યારે મંત્રીએ કહ્યું કે:—

"श्रीतीर्थपान्थरजसा विरजीभवन्ति।
तीर्थेषु च भ्रमणतो न भवे भ्रमन्ति॥
द्रव्यव्ययादिह नराः स्थिरसंपदः स्युः।
पूज्या भवन्ति जगदीशमथार्चयन्तः॥

અર્થ:—તીર્થમાર્ગની રજથી માણસો કર્મરહિત થાય છે; તીર્થોમાં ભમવાથી ભવમાં ભમવું પડતું નથી; તીર્થને અર્થે ધન ખર્ચવાથી માણસો સ્થિર સંપદાવાળા થાય છે, અને તીર્થમાં પ્રભુની પૂજા કરવાથી પૂજક પૂજ્ય થાય છે.

માટે આ જે શ્રી સંઘરૂપી તીર્થ આવે છે, તેની રજનો ભલે અમને સ્પર્શ થાઓ! એ રજનો સ્પર્શ અમને કર્મ-રજ રહિત કરશે.

આમ વાત ચાલે છે, ત્યાં તે મંત્રીઓ અને પૂનડ એકઠા થયા. સંઘ તલાવના કાંઠે પડાવ નાંખી સ્થિર થયો. તે વેળાએ મંત્રીએ વિચાર્યું કે:—અહો! આ પવિત્ર ધર્મ-બંધુઓની ચરણરજથી મારૂં આંગણું કયારે પવિત્ર થશે? આવી ભાવનાપૂર્વક તેણે આવેલા સંઘને ભોજન અર્થે આમંત્રણ કર્યું, રસોઈ થયા બાદ જ્યારે સંઘસમુદાય ભોજન અર્થે તેના ગૃહાંગણે આવ્યો, ત્યારે સ્વધર્મબંધુઓની ભક્તિ-તત્પર એ મંત્રી પ્રત્યેક જનનું પોતાના હાથે પાદપ્રક્ષાલન કરવા લાગ્યા, તથા તેઓને તિલક કરવા લાગ્યા. આમ કરતાં

સવારના બે પહોર વ્યતીત થયા. ત્યારે તેજપાળે વસ્તુપાળ મંત્રીને કહ્યું—હે ભાઈ! આપ હવે જમી લો; શ્રી શેષ સંઘની ભક્તિ બીજા કરશે. ત્યારે વસ્તુપાળે કહ્યું કે હું પાછળથી ભોજન કરીશ, કેમકે આવો અવસર ફરી ફરી મળતો નથી. પછી શ્રી સંઘને ભોજન કરાવીને તેમણે વસ્ત્રાદિકનું દાન આપ્યું.

અહો! મંત્રીશ્વર વસ્તુપાળનો પોતાના ધર્મબંધુઓ પ્રતિ પ્રેમ!

સાધર્મિક વાત્સલ્યનું માહાત્મ્ય તો જુઓ:—

**જિનભક્તિ, શાસનોન્નતિ,**
**સાધર્મિકવાત્સલ્ય એ સરખાં—**

**“ जिनभक्तिः कृता तेन, शासनस्योन्नतिस्तथा।**
**साधर्मिकेषु वात्सल्यं, कृतं येन सुबुद्धिना॥ ”**

અર્થ:—જે સુબુદ્ધિવાન્ પુરુષે સાધર્મિક વાત્સલ્ય કર્યું, તેણે જિનેશ્વરની ભક્તિ કરી, તેણે શાસનની ઉન્નતિ કરી.

અહો! કેવું સ્વધર્મવાત્સલ્યનું માહાત્મ્ય! વાત પણ યથાર્થ છે. કેમકે શ્રી જિનેશ્વર ભગવાન્ની ભક્તિ કરનારા એવા ધર્મબંધુઓની ભક્તિ કરવી, તેના પ્રતિ પ્રેમ–વાત્સલ્ય દાખવવું, તેઓને સાહાય્ય આપવી, એ પરિણામે જિનેશ્વરની ભક્તિ અને શાસનની ઉન્નતિરૂપ જ છે. વળી પણ કહ્યું છે કે:—

**चक्रे तेन जिनार्चनं स विदधे सम्यग्गुरूपासनम्।**
**तत्त्वं तेन जिनागमस्य विदितं संघोन्नतिं स व्यधात्॥**
**मर्त्यंकारितमेव तेन सुधिया निर्वाणसौख्यं जवात्।**
**यः साधर्मिकगौरवं वितनुते हृष्टो गुरूणामिव॥ ”**

અર્થ:—જેણે ગુરુની પેઠે સહર્ષ સ્વધર્મબંધુઓનું ગૌરવ વિસ્તાર્યું છે, અર્થાત્ જેમ ગુરુની સહર્ષ ભક્તિ કરીએ, તેમજ પ્રેમપૂર્વક સ્વધર્મ બંધુઓની જેણે ભક્તિ કરી છે, તેણે શું શું કર્યું તો કે—

(૧) તેણે શ્રી જિનેશ્વર ભગવાન્‌ની પૂજા કરી જાણવી,

(૨) તેણે સદ્‌ગુરુનું સમ્યક્ પ્રકારે ઉપાસન પણ કર્યું જાણવું,

(૩) તેણે જિનાગમનું તત્ત્વ પણ જાણ્યું એમ સમજવું,

(૪) તેણે સંઘની ઉન્નતિ કરી જાણવી,

(૫) ટુંકમાં તે સુબુદ્ધિવાળાએ નિર્વાણ સુખને એકદમ સત્ય કર્યું, અર્થાત્ નિર્વાણસુખ એને મળશે જ, એમ જાણવું.

એક સ્વધર્મબંધુની ભક્તિ કરનારે આવું આવું કર્યું એમ સમજવું. જુઓ સ્વધર્મબંધુની ભક્તિનું ફળ! અને તે યથાર્થ જ છે. આમ જાણી આત્મહિતૈષી પુણ્યશાળીએ પોતાના ધર્મભાઈઓનું ભક્તિ–વિવેકપૂર્વક સમ્યક્પ્રકારે વાત્સલ્ય કરવું ઘટે છે.

વળી કહ્યું છે કે:—

"**साधर्मिके भक्तिं कुर्वन्नल्पभवो भवेत्।**"

અર્થાત્ સાધર્મિકની ભક્તિ કરનાર અલ્પ ભવવાળો થાય, તેનો થોડા ભવમાં સંસારભ્રમણથી મોક્ષ થાય.

આવું સાધર્મિકવાત્સલ્યનું મહત્‌ફલ પવિત્ર આર્ય પુરુષો પ્રકાશી ગયા છે, તે હે પુણ્યશાળીઓ! તમે હૃદયમાં વિચારી તે પ્રમાણે આચરો.

**શ્રી સમ્યક્ત્વમૂલ બાર વ્રત અને સાધર્મિકવાત્સલ્ય**

શ્રીમાન્ પંડિત ઉદ્યોતગણિ પોતે પ્રકાશેલ **સમ્યક્ત્વ મૂળ બાર વ્રતના** અધિકારે દર્શનાતિચારનું નિરૂપણ કરતાં જણાવે છે કેઃ—

“સાતમો અવાત્સલ્ય અતિચાર. તે સાધર્મીની છતી શક્તિએ ભક્તિ ન કરે, તેને કોઈ રીતનું સંકટ આવી પડયું હોય, અને પોતામાં તે સંકટ ટાળવાની શક્તિ છે, તોપણ તેનો ઉદ્ધાર ન કરે, તે સંકટને મટાડે નહિં, તે સાધર્મીપર ઘણું હેત ન ધરે, તેને જોઇને ખુશી ન થાય, એ વગેરે અવાત્સલ્યાતિચાર જાણવો. વળી સંઘમાં કોઇ ગુણવાન્ પુરુષની શોભા, યશ, પ્રતિષ્ઠા સાંભળીને અપ્રીતિ ઉપજે, તથા સાધર્મિકનો સમુદાય મળે, ત્યાં કષાય કરીને માંહોમાંહે વિરોધ પેદા કરાવે, સાધર્મી સાથે શત્રુતાની રીતિ રાખે, તેના ઉપર અશુભ પરિણામ ચિંતવે,–એ આદિ અવાત્સલ્યાતિચાર જાણવા.”

આ શું બતાવે છે? એ એમ બતાવે છે કે–પોતાની શક્તિ મુજબ પોતાના ધર્મબંધુની ભક્તિ કરવી, જરૂર પડયે મદદ આપવી, તેના પ્રતિ પ્રેમ–પ્રીતિ દાખવવાં. છતી શક્તિએ તેમ ન કરે, તો દોષ છે. પુણ્યશાળીઓએ આ વિચારવું ઘટે છે.

પ્રતિ પાક્ષિક દિવસે પ્રતિક્રમણ કરતાં શ્રાવક વિસ્તાર અતિચાર આલોવે છે, ત્યારે દર્શનાતિચારે શું કહે છે? જુઓ, આ કહે છેઃ—“સંઘમાંહિ ગુણી તણી અનુપબૃંહણા કીધી; અસ્થિરીકરણ, અવાત્સલ્ય, અપ્રીતિ ઉપજાવી.......ઈત્યાદિ દર્શનાચાર વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ-

માંહિ જાણતાં-અજાણતાં સૂક્ષ્મ-બાદર લાગ્યો હોય તે ત્રિવિધે મિચ્છામિ દુક્કડં."

**શ્રી વિધિપક્ષગચ્છીય શ્રાવક પ્રતિક્રમણમાં** અતિચાર આલોયણમાં વીર્યાચાર અતિચારે શું કહે છે? જુઓ:—"સાહામી (સાધર્મિક) તણી ભક્તિ સાચવી ન હોય, ધર્મવંતની આપદા ન ભાંગી હોય, અનેરૂં એ વીર્યાચાર વિષે પક્ષ દિવસ માંહે........૭૦"

આમ સ્વધર્મબંધુની છતી શક્તિએ સાર સંભાળ ન લેવાઇ હોય, તે અર્થે સુજ્ઞ જનો પ્રતિ પખવાડિએ ક્ષમા માગે છે.—એ જ સ્વધર્મબંધુઓની ભક્તિ, સારસંભાળની પરમ આવશ્યકતા અને એ ન કરવામાં પરમ દોષ સૂચવે છે. માટે પુણ્યશાળી ભાઇઓ બ્હેનોએ પોતાના ધર્મબંધુઓની ભક્તિ, સાર-સંભાળમાં પ્રવર્ત્તવું ઘટે છે.



ૐ

# શીલધર્મ

વ્યવહાર ધર્મનું પહેલું અંગ દાન કહેવાયું. આ બીજા અંગ શીલ સંબંધી હવે વિચાર કરીએ.

શીલ એટલે બ્રહ્મચર્ય. મન, વચન અને કાયા એ ત્રણે પ્રકારે બ્રહ્મચર્ય પાળવું એનું નામ શીલ. શીલ એટલે ઉત્તમ પ્રકારનું આચરણ, એવો શીલનો અર્થ થાય છે; અને બ્રહ્મ-ચર્ય એ સૌથી ઉત્તમ પ્રકારનું આચરણ હોવાથી એને શીલ એવું નામ આપ્યું.

**શીલની વ્યાખ્યા**

અથવા બીજી રીતે વિચારીએ, તો વ્યભિચાર રહિત વર્ત્તન તેનું નામ શીલ, એમ જણાશે. વ્યભિચારી વર્ત્તન એ શીલ નહિં. એ વ્યભિચાર ત્રણ પ્રકારે થઈ શકે:—મનથી, વચનથી અને તનથી.

કોઇ પારકી ચીજ જોઈ, જીવ સમજે છે, કે આ વસ્તુ મારી નથી, અને મારે લેવી ઘટે નહિં, છતાં જાણી જોઇ લેવાનો વિચાર કરે, એ માનસિક વ્યભિચાર થયો. ટુંકમાં વિપરીત વિચાર કરવો, એ માનસિક વ્યભિચાર.

**માનસિક વ્યભિચાર**

કોઇનું માઠું ચિંતવવું, આર્ત્ત–રૌદ્રધ્યાન ધરવાં, એ બધાં માનસિક વ્યભિચારના પ્રકાર છે. આમ જોતાં પવિત્ર નિર્મળ મન રાખવું, તેને કુતર્ક રહિત રાખવું, એ પણ શીલનો, અર્થાત્ ઉત્તમ વર્ત્તનનો, ચારિત્રનો એક ભેદ છે.

વિચાર અને ઉચ્ચારમાં ભેદ હોવો, વિચાર કાંઈ હોવા, ઉચ્ચાર–વચન કાંઈ બીજાં હોવા, એ વચનનો વ્યભિચાર છે. "મુખમેં રામ, ઔર બગલમેં છુરી," એ આનો પ્રકાર છે. **मधु तिष्ठति जिह्वाग्रे, हृदये तु हालाहलम्**"; કોઇને માંખણ લગાડવું, કોઈની ખુશામત કરવી; કોઇને કાંઈ ચિંતવી કાંઇ અન્ય વચન વડે ઠસાવવું; કોઈના પર જાણી જોઇ ખોટું આળ–કલંક મૂકવૂં; કોઇની ચાડી ખાવી; વચન વડે ફોસલાવવું, છેતરવું, કપટ હેતુ મનમાં ચિંતવી અસત્ય બોલવું; જાણી જોઈ અસત્ય બોલવું,–આ વગેરે વચન વ્યભિચારના પ્રકાર છે. આમ જોતાં સત્ય વદવું એવો એક શીલનો ભેદ છે.

વિચાર અને આચારમાં ભેદ હોવો, વિચાર કાંઈ હોય અને વર્ત્તન કાંઈ થતું હોય એ કર્મવડે, કાયાવડે વ્યભિચારનો ભેદ છે.

**કાયાનો વ્યભિચાર**

આપણે ધારીએ છીએ, જાણીએ છીએ, કે આ આપણી વસ્તુ જ નથી, પારકી છે, છતાં તેને જાણી જોઇ લેવી એ કર્મવડે થએલો વ્યભિચાર છે. ચોરી અદત્તાદાન આદિ એના પ્રકાર છે. સ્ત્રીએ આ પોતાનો પતિ નથી એમ જાણતાં છતાં, અન્ય પુરુષનો સંગ કરવો, અથવા પુરુષે તેવું જાણતાં છતાં અન્ય સ્ત્રીનો સંગ કરવો, એ કાયા

સંબંધી વ્યભિચાર છે. આમ જોતાં ચોરી, અદત્તાદાન, પરદારગમન, પરપુરુષગમન, એ વગેરે કાયાના વ્યભિચાર છે.

મન, વચન અને કર્મના આ જૂદા જૂદા પ્રકારના વ્યભિચારનો સમુચ્ચયાર્થ એ નિકળશે, કે એ બધાં દુ:શીલ છે; વ્યભિચાર રહિત એ સત્શીલ છે. અસત્ય, ચોરી, પરસ્ત્રી–પરપુરુષગમન, લોભ, માયા–કપટ, એ આદિ કોઈ મનના, કોઈ વચનના, કોઈ કર્મના, કોઇ એ ત્રણેયના, કોઈ એકના, કોઈ બેના એમ વ્યભિચાર છે; અને એટલા માટે એ દુ:શીલ છે; સત્શીલ નથી. સત્શીલ તો એથી ઉલટું આચરણ, સત્ય, અસ્તેય, સ્વદાર કે સ્વપતિસંતોષ, નિર્લોભતા, નિષ્કપટપણું એ વિગેરે છે.

**વ્યભિચાર તે દુ:શીલ**

શીલ એટલે ઉત્તમ આચરણ, સદાચરણ, આપણે શરૂઆતમાં કહ્યું, તે વાસ્તવિક છે. સત્ય, શૌચ, સંતોષ, સરલતા, એ આદિ સત્શીલ છે.

**સત્ શીલ**

શીલ આવો બ્હોળા અર્થવાચી હોવા છતાં, હાલ એ "બ્રહ્મચર્ય"ના અર્થમાં આવી શમાયો છે. આ વિષે આપણે સવિસ્તર વિચારીએ તે પહેલાં દાન, શીલ, તપ, ભાવનો શો સંબંધ છે, એ જાણવું જરૂરનું છે.

ભગવાને ચાર પ્રકારના ધર્મ કહ્યા છે: **દાન, શીલ, તપ અને ભાવ.** આ સંકલના, આ અનુક્રમ રાખવામાં એઓનો ગૂઢ પરમાર્થ રહેલો છે.

**દાન-તપ-શીલ-ભાવની સંકલના અનુક્રમ**

૧. દાન શીલને આધીન છે.
૨. દાન શીલથી શોભે છે.
૩. દાન શીલથી સફળ છે.
૪. શીલ વિના દાન દુષ્કર છે.
૫. શીલ વિના દાન શોભતું નથી.
૬. શીલ વિના દાન નકામું છે.

આમ પ્રથમ દાન મૂક્યું; તેની રક્ષા માટે બીજું શીલ મૂક્યું; અને શીલની રક્ષા માટે ત્રીજું તપ મૂક્યું; અને એ બધાંની રક્ષા માટે, એ બધાના સાર્થક્ય માટે ચોથો "ભાવ" મૂક્યો.

૧. શીળ તપને આધીન છે.
૨. શીળ તપવડે શોભે છે.
૩. શીળ તપ વડે સફળ છે.
૪. તપ વિના શીળ દુષ્કર છે
૫. તપ વિના શીળ શોભતું નથી.
૬. તપ વિના શીળ નકામું છે,

૧. અને એ બધાં દાન–શીલ–તપ ભાવને આધીન છે.
૨. ,, ભાવ વડે શોભે છે.
૩. ,, ભાવ વડે સફળ છે.
૪. ભાવ વિના દાન–શીળ–તપ દુષ્કર છે.
૫. ,, ,, શોભતાં નથી.
૬. ,, ,, નકામાં છે.

આમ દાનની રક્ષા માટે **શીળ**,
શીળની રક્ષા માટે **તપ**,

અને એ ત્રણેયની રક્ષા માટે **ભાવ**, ગણી ભગવાને આ ક્રમ રાખ્યો લાગે છે.

**શીલ દાનાદિમાં મુખ્ય હેતુ**

દાનમાં મુખ્ય હેતુ દયાનો છે. શીળમાં મુખ્ય હેતુ સદાચરણનો છે. તપમાં મુખ્ય હેતુ મન મારવાનો–ઈચ્છારોધનો છે. ભાવમાં મુખ્ય હેતુ પ્રેમનો, લાગણીનો, પુરુષાર્થનો, ચડતા પરિણામનો છે.

ભાવ, અંતરની લાગણી, પ્રેમ, ચડતા પરિણામ પુરુષાર્થ ન હોય તો દાન દુષ્કર છે, શીળ દુષ્કર છે, તપ દુષ્કર છે, અર્થાત્ ધર્મ દુષ્કર છે.

અંતરને વિષે પ્રેમ-લાગણી-ભાવ થયો હોય, તો જ જીવ **તપ** રૂપ ઈચ્છારોધ કરી શકે છે, મન મારી શકે છે, લોભાદિ કષાયરૂપ અસત્પ્રવૃત્તિ ભણી જતું ખાળી શકે છે.

અંતરને વિષે એવો **તપ રૂપ** ઇચ્છારોધ થયો હોય, લોભાદિ કષાયથી વિમુખ થયો હોય, તો જ તે **શીળ** ભણી, સત્પ્રવૃત્તિ ભણી, સત્ય આદિ સદાચાર ભણી વળી શકે છે.

જીવ જો શીળ ભણી વળ્યો હોય, સદાચરણ સેવતો હોય, સત્ય આચરતો હોય, પોતાના–પારકાના હક્ક સમજી, કોઇના હક્કને બાધા ન આવે એમ પ્રમાણિકપણે વર્ત્તતો હોય, પારકી અને પોતાની વસ્તુનો ભેદ સમજી પારકી વસ્તુની ઈચ્છા–આશા વિના પોતાની જ વસ્તુમાં પોતાનો હક્ક સાચવી, બીજાના હક્કને નુકશાન કર્યા વગર, રાચતો હોય, તો તેને દાનધર્મ સુલભ થાય છે; તે દયા, સ્વદયા, પરદયા, ભાવદયા, અનુબંધ આદિ દયા પાળી શકે છે.

આમ દાન, શીળ, તપ, ભાવનો અતિ નિકટ સંબંધ છે.

**દાનનો આધાર શીળ** દાનને માટે શીળની કેટલી આવશ્યકતા છે, એ વધારે નીચેથી સમજાશેઃ—

કોઇ જન વ્યભિચાર સેવી, વ્યભિચાર સેવરાવી, વ્યભિચારનાં કારણો મેળવી આપી, આદિ અસત્શીળ વડે પૈસા કમાય, તે પૈસા વડે દાન કરી શકશે? તે પૈસા વડે કરેલ દાન, દાન લેખાય? દાનનું ફળ તેને મળે? નહિં. લીંબોળીઓ વાવવાથી આંબો કયાંથી થાય? ઝેરનું ફળ અમૃત ક્યાંથી થાય?

તેમ કોઇ જન અસત્ય બોલી, આચરી, વિશ્વાસઘાત કરી, છેતરી, માયા કપટ વડે, બીજાના હક્કપર ત્રાપ મારી અપ્રમાણિકપણે ઇત્યાદિ અસત્શીળથી, અસદાચરણથી અર્થસંચય કરે, તો તે વડે દાનધર્મ કરી શકશે? તે દાન કરે, તો તે દાનમાં લેખાશે? એ પૈસા વડે કરેલ દાનથી દાનનું ફળ તેને મળશે? નહિં.

તેમજ કોઇ જીવ પારકી થાપણ ઓળવી, ચોરી કરી, લુંટફાટ કરી, ખાતર પાડી, પરના પ્રાણ હરી, લોભ આદિ સેવી, ઇત્યાદિ અસત્શીળ વડે કરી, અસદાચરણે કરી પૈસા રળે, તો તે પૈસાવડે તે દાન કરી શકશે? તે પૈસા વડે તે દાન કરે તો તે દાનમાં લેખાશે? તે પૈસા વડે કરેલ દાનથી તેને દાનનું ફળ મળશે? નહિં.

આમ દાનનો પરમ આધાર, તેની પરમ શોભા, તેનું સફળપણું શીળ ઉપર, સદાચરણ ઉપર, સત્ય ઉપર, અવ્યભિચાર ઉપર રહેલાં છે. શીળ ન હોય તો દાન નથી; માટે

પાપ કરી, કુશીળ સેવી, પૈસો ઉપાર્જી, તે વડે દાન દેવાની બુદ્ધિ કોઈ જીવે રાખવી યોગ્ય નથી; તેમ પાપ કરી, કુશીળ સેવી પૈસો ઉપાર્જી, તે વડે દાન કરશું, એટલે આપણા પાપ દૂર થશે, ધોવાઈ જશે,—એવી પણ લેશમાત્ર ભ્રાંતિ કોઇ જીવે રાખવી યોગ્ય નથી.

**શીલનો આધાર તપ** આમ જેમ શીળ ઉપર દાનનો આધાર રહેલો છે, તેમ તપ ઉપર શીળનો આધાર રહેલો છે.

કોઇ માણુસ જીભને વશ ન રાખે, સ્વાદનો, ખાવા-પીવાનો લોલુપી થાય, તો તેની વિષયાસક્તિ વૃદ્ધિ પામી પુષ્ટ થવાની; તે ઉન્માદ પામી અવશ્ય વ્યભિચારના રસ્તે ઉતરવાનો, તેનાથી જાણ્યે-અજાણ્યે બ્રહ્મવૃત્ત ભંગ થવાનું. પણ તપવડે કરીને જીભને વશ રાખે, સ્વાદવશ ન થાય, આકરાંતીઓ ન થાય, મિતાહારી રહે, તો વિષયવ્યાપૃત થવાનો પ્રસંગ ઓછો આવે; પ્રમાદી થઇ અબ્રહ્મ સેવવાનો, દુઃશીલ આચરણુનો પ્રસંગ ઓછો આવે.

તેમજ કોઇ માણુસ ઇચ્છારોધ ન કરે, મન ન મારે, મનને કાબુમાં ન રાખે તો પારકી વસ્તુઓ, પારકા હક્ક, પારકી થાપણુ ઉપર ત્રાપ મારવાનો, વિશ્વાસઘાત કરવાનો, ઇત્યાદિ અસદાચરણુ, અસત્શીળ સેવવાનો તેને પ્રસંગ આવે. પણુ જો તે ઇચ્છારોધરૂપ, મનને મારવારૂપ, મનને વશ રાખવારૂપ, મનને અસત્પ્રવૃત્તિથી-અસદ્વિચારથી અટકાવવા-રૂપ તપ આચરે, તો તે કદી પણુ અન્યાય, અસત્ય, ચોરી, વિશ્વાસઘાત, પારકી થાપણુ ઓળવવા, પારકા હક્કપર ત્રાપ

મારવા, પરસ્ત્રીગમન ઇત્યાદિરૂપ અસદાચરણ, અસત્‌શીળ સેવે નહિ.

આમ વિચારતાં જણાશે, કે તપ એ શીળનો પરમ આધારભૂત સ્તંભ છે.

**સર્વનો આધાર ભાવ**

તેવીજ રીતે ભાવ એ બધાંનો આધાર છે. ભાવધર્મના અંગે એ વિશેષ વિચારશું.

દાનાદિ ધર્મના પ્રકારનો જ્ઞાનીઓનો આ સંકલિત અનુક્રમ ચમત્કારી છે. સૂક્ષ્મ રીતે વિચારતાં એમાંથી અદ્‌ભુત પ્રકાશ જણાય છે.

**અહિંસાદિમાં દાનાદિનો સમાવેશ**

ભગવાને ધર્મનું પ્રરૂપણ કરતાં જ પ્રકાશ્યું છે:—કે દયા એ ધર્મનું મૂળ છે, અહિંસા એ ધર્મનું મૂળ છે; અથવા અહિંસા એ જ ધર્મ છે. અને બાકીના જે સત્યાદિ ચાર વ્રત કહ્યાં છે એ ધર્મની રક્ષા માટે, એ ધર્મના પોષણ માટે છે.

ઉપર જણાવેલ બાબતો ઉપર આપણે લક્ષ આપીએ, તો આ કેવળ વાસ્તવિક લાગે છે; અને આથી ઉપલી બાબતને પુષ્ટિ મળે છે.

(૧) દયા અર્થાત્‌ અહિંસા વ્રતમાં દાન શમાય છે. અને
(૨) સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, નિષ્પરિગ્રહપણું એ ચાર વ્રતમાં શીલ–તપ શમાય છે. આમ દાનની રક્ષા શીલ વડે, શીલની રક્ષા તપ વડે, અને એ બધાની રક્ષા

ભાવ વડે થાય છે. આ સંબંધી વિશેષ ભાવધર્મે વિચારશું.

આટલાથી આપણને સમજાશે, કે શીળ એટલે સત્યાદિ ઉત્તમ આચાર.

શીળનો આ વિસ્તાર અર્થ આપણે જોયો. હવે એનો રૂઢ સંકુચિત અર્થ વિચારીએ.

**શીળનો રૂઢ અર્થ** મૈથુન ન સેવવું, બ્રહ્મચર્ય પાળવું, પુરુષે સ્વદારસંતોષ રાખવો, સ્ત્રીએ સ્વપતિસંતોષ આણવો, એ શીળનો રૂઢ અર્થ છે.

આપણે જાણીએ છીએ, કે શીળ એ ધર્મનું એક અંગ છે; અર્થાત્ શીળથી જીવ દુર્ગતિમાં પડતો બચે છે, સદ્ગતિ પામે છે, સુખી થાય છે. શીળનો સત્ય પ્રમુખ સદાચરણાદિ અર્થ લઇએ કે મૈથુનથી વિરમવારૂપ રૂઢ અર્થ લઇએ, પણ એટલું તો ચોક્કસ જણાશે, કે એથી સદ્ગતિ જ થાય. ચોરીથી, પરસ્ત્રીગમનથી, અન્યાયથી, માયા–કપટથી, લોભથી, અસત્ય એ આદિ વડે જ જીવ નરક–તિર્યંચરૂપ માઠી ગતિ પામે છે, અશાતા પ્રમુખ પામે છે. જ્યારે સત્યથી, ન્યાયથી, સરળતાથી, બ્રહ્મચર્ય આદિથી તે ઉત્તમ ગતિ, દેવ–મનુષ્યનાં વિભવાદિ કે મોક્ષ ગતિ પામે છે; આમ શીલ એ ધર્મનું પરમ અંગ છે.

## બ્રહ્મચર્ય—

હવે બ્રહ્મચર્યની શું આવશ્યકતા છે, એ વિચારીએ.

બ્રહ્મચર્ય એટલે મૈથુનનો ત્યાગ.

,, ,, સ્ત્રીએ પુરુષનો સંગ ત્યજવો તે.

,, ,, પુરુષે સ્ત્રીનો સંગ ત્યજવો તે.

"બ્રહ્મચર્ય"નો વ્યુત્પત્તિ અર્થ વિચારીએ તો **બ્રહ્મ** એટલે આત્મા અને **ચર્ય** એટલે ચર્યા, રમણ. **બ્રહ્મચર્ય** એટલે આત્મામાં રમણ કરવું તે; આત્મસ્વભાવ સ્થિતિ પામવી તે. બ્રહ્મચર્યનો આવો મૂળ અર્થ છે. છતાં સ્ત્રી પુરુષે અરસ્પરસ વિષય આસેવનથી વિરમવું, મૈથુન વર્જવું, એને બ્રહ્મચર્ય કહ્યું, તે એટલા માટે કે "બ્રહ્મચર્ય"નું—આત્મસ્વભાવરમણનું પરમ પ્રબળ સાધન મૈથુનવિરમણ છે. આત્મસાધન પામવા માટે પરમોત્કૃષ્ટ સાધન મૈથુનવિરમણ છે; માટે કાર્યને જ કારણનું નામ આપી દીધું. તાત્પર્ય કે "બ્રહ્મચર્ય" (મૈથુનત્યાગ) સેવે, તો "બ્રહ્મચર્ય" (આત્મસ્વભાવ રમણતા) પામે.

**બ્રહ્મચર્યનો વ્યુત્પત્તિ અર્થ**

"પાત્ર વિના વસ્તુ ના રહે, પાત્રે આત્મિક જ્ઞાન,
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન."

**શ્રીમદ્ રાજચંદ્ર.**

બ્રહ્મચર્યનો આવો ઉત્કૃષ્ટ મહિમા કેમ છે, તે આપણે હવે વિચારીએ. શરીર અને મનને નિકટ સંબંધ છે; મન અને આત્માને નિકટ સંબંધ છે; શરીર સારૂં હોય, વિકાર રહિત હોય, તો મન પણ સારૂં, વિકાર રહિત રહે છે. મન વિકાર રહિત હોય તો સ્થિર રહે છે. અને મન સ્થિર રહે તો આત્માને શ્રેયકારી છે.

શરીરની શક્તિ ઉપર મનની શક્તિનો આધાર છે; મનની શક્તિ ઉપર આત્મહિતનો આધાર છે.

શરીરની શક્તિ, શરીરના વીર્ય ઉપર આધાર રાખે છે. તે વીર્યની રક્ષા અખંડ બ્રહ્મચર્ય વડે થઈ શકે છે. આત્મા અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યનો ધણી છે, એનામાં અનંત શક્તિ રહેલી છે, એ સાચી વાત છે. પણ તે જીવન-મુક્ત કેવલીને કે સિદ્ધ જીવોને વ્યક્ત – પ્રગટ થયેલી છે; સંસારી જીવોને સત્તારૂપે, શક્તિરૂપે રહેલી છે; તે સંસારી જીવો સત્ પુરુષાર્થ વડે કરી પ્રગટ કરી શકે. જે જે પરમાત્મસ્વરૂપ પામેલાઓને આ અનંત શક્તિ પ્રગટ નિરાવરણ વર્તે છે, તે તે બધાએ એ શક્તિ પ્રગટ કરવા બ્રહ્મચર્ય, તપ, આદિ સાધનો સેવ્યાં હતાં. આપણે પણ એ સાધનો સેવીએ, તો આપણી એ સત્તાગત શક્તિઓ વ્યક્ત – પ્રગટ થાય. વીર્યાચારના અધિકારે આપણે જોઇ ગયા છીએ, કે મનોબળનો સદુપયોગ કરવાથી વીર્યની શુદ્ધિ, વૃદ્ધિ થાય છે. મનોબળ તો બધા સંજ્ઞી પંચેન્દ્રિય જીવોને જન્મથી જ હોય છે. પણ તે મનોબળ પૂર્વ સંસ્કારથી તેમજ અભ્યાસે કરી વિશેષ વિકસિત થાય છે. પૂર્વ સંસ્કારથી વિકસેલ મનોબળને ટકાવી રાખનાર, તથા અભ્યાસે કરી વિકસિત થાય એવું મનોબળ આપનાર બ્રહ્મચર્ય છે,—શારીરિક વીર્યની રક્ષા છે.

**વીર્યરક્ષાનો પ્રભાવ**

મનની નબળાઈ હોય, દૃઢતા ન હોય, તો તેનાથી વ્યવહારિક કે પારમાર્થિક કોઈ પણ કાર્યની યથેચ્છ સિદ્ધિ થતી નથી. કાર્યની યથેચ્છ સિદ્ધિ અર્થે દૃઢ અને મજબુત મનની જરૂર છે. અને મનની દૃઢતા, મજબુતીનો ખરો આધાર શરીરનો રાજા, શરીરનો આધાર જે શુક્ર – વીર્ય, તેના

ઉપર છે. જેમ જેમ શુક્ર સાત્ત્વિક, નિર્વિકારી, ઘટ્ટ, સર્વ-દેહવ્યાપી, તેમ તેમ મન પણ સાત્ત્વિક, નિર્વિકારી, અને દૃઢ, અને ઇન્દ્રિયમાત્રને જીતી શકે એવું થાય છે.

**બ્રહ્મચર્યથી તન-મન નિરોગિતા**

બ્રહ્મચર્યના સેવનથી શુક્ર સાત્ત્વિક રહે છે, નિર્વિકારી રહે છે, ઘટ્ટ—શુદ્ધ રહે છે; અને આખા શરીરમાં પ્રસરી દેહ તથા મનને પુષ્ટ—નિરોગી કરે છે.

આહાર—પાન કેવળ દેહના નિર્વાહ અર્થે છે. દેહનો નિર્વાહ એટલે એના અંગોપાંગ, ઇંદ્રિયો, હાડ, માંસ, સ્નાયુ આદિને ટકાવી રાખવા, પોષવા તે. આહાર—પાન વડે શરીરનાં આ અંગોપાંગ, હાડ, માંસ, સ્નાયુ આદિને પોષણ મળે છે. ખોરાક પચીને તેનું રુધિર બને છે,—જે શરીરને ગતિ—ઉત્સાહ આપે છે. રુધિરમાંથી વીર્ય પેદા થાય છે,—જે જો આખા શરીરમાં પ્રસરે તો તેને, તેનાં બધાં અવયવોને મજબૂત કરે છે. પણ તે શરીરમાં પ્રસરી બધે પચે તે પહેલાં જ તેનો જનનેંદ્રિય વાટે વ્યય કરી નાંખવામાં આવે, તો શરીરના અવયવોને જે આવશ્યક પોષણ જોઈએ તેમાં ન્યૂનતા આવે છે; એ અવયવોને ધીમો ધીમો ઘસારો લાગતો જાય છે; મન નબળું થાય છે. વીર્યનો વિશેષ વિશેષ વ્યય થતાં શરીરની અંદર સંચાઓની ગતિ મંદ થઈ જાય છે, પાચનક્રિયાનો સંચો બરાબર ચાલતો નથી, જૂદા જૂદા રોગનાં કારણો થાય છે. અલ્પ પણ વીર્યનો જથ્થો ભેગો થાય છે, તેને શરીરની મંદ થયેલી શક્તિઓ આખા શરીરમાં પચાવી શકતી નથી; એટલે વશે કે કવશે, જાણીને કે અજાણતાં એ વીર્ય સ્ખલિત થાય છે; શરીર અને મન ઉત્તરોત્તર

નબળાં થતાં જાય છે; ચેતન વીર્ય પણ દબાતું જાય છે. આ બધામાં મૂળ કારણ શરૂઆતનું અબ્રહ્મસેવન છે. બ્રહ્મચર્યથી તન–મન–ચેતન ખચીત નિરોગી રહે છે.

આટલાં દિગ્દર્શન પછી, આપણે આ બાબતને વિશેષ-પણે વિચારીએ:–જીવ માતાની કુક્ષિમાં ચ્યવે કે તરત આહાર ગ્રહણ કરે છે; તેજસ અને કાર્મણ સૂક્ષ્મ શરીર તો તેની સાથે હોય છે. એટલે માતાના રુધિર અને પિતાના શુક્ર–વીર્યનો એ શરીર વડે આહાર લઈ, ઔદારિક (સ્થૂલ) શરીરપિંડ બાંધવો શરૂ કરે છે. માતા જે આહાર કરે તે આહારના રસ વડે પોષણ પામી ધીમે ધીમે માતાના ઉદરમાં જ વૃદ્ધિ પામે છે; અને તેમાંજ તેના હાડ, માંસ, રક્ત, ચર્મ, કેશ, આદિ પંચેન્દ્રિય પૂર્ણ છએ પર્યાપ્તિયુક્ત દેહ બંધાય છે. જે સંપૂર્ણ થઈ, ઉદરથી અવતરે છે. અવતર્યા પછી માતાના પયઃપાનથી તે દેહ વૃદ્ધિ પામતો જાય છે. પછી તે ક્રમે ક્રમે ખોરાક લેવા માંડે છે. તે વડે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો જાય છે. આ ખોરાક જો પચે, તો તેથી શરી-રનાં બધાં અવયવો પુષ્ટ થતાં જાય છે. અને એ ખોરાક વડે જે જે રસ, લોહી, મજ્જા, શુક્ર–ધાત પેદા થાય છે, તે બધાં શરીરમાં ચોતરફ ફેલાઇ એકસરખી રીતે તેની બધી ઇંદ્રિયોને, તેનાં અંગોપાંગને પુષ્ટ કરે છે. જ્યાં સુધી મન નિર્મળ, નિર્વિકારી રહે છે, જ્યાં સુધી એને મલિન વાસનાનો પાશ થયો નથી, ત્યાં સુધી તો આ અંગોપાંગ વૃદ્ધિ પામવાનો,

શરીર વૃદ્ધિ–પુષ્ટિ

ખોરાકનો રસ, વીર્ય આખા શરીરમાં પ્રસરી વ્યાપવાનો ક્રમ ચાલુ રહે છે. પણ જ્યાં મલિન વાસના થાય છે, મન વિકારી થાય છે, કે તરત વીર્ય શરીરમાં પ્રસરતું ધીમે ધીમે મંદ પડે છે, અને એ વીર્યવાહિનીમાં એકઠું થતું જાય છે. આ જગત્‌માં એકસરખી રીતે અમલમાં આવતો કોઈપણ કાયદો કુદરતનો કાયદો છે. 'એક ભેદ નિયમ એ આ જગતનો પ્રવર્ત્તક છે'. આ કાયદો-નિયમ કોઈથી તૂટતો નથી. જે એને અનુસરે, તેને અનુસરવાનું ફળ; જે એનું ઉલ્લંઘન કરે, તેને તેવું ફળ. તેમ વીર્યવાહિનીમાં વીર્ય એકઠું થવા પૂર્વે જે નિયમસર ખોરાક પચી, જીરવાઇ, રસ, લોહી, મજ્જા, વીર્ય આદિમાં પરિણમી શરીર આખામાં પ્રસરી તેને પુષ્ટ કરતો હતો, ત્યાંસુધી કુદરતે તેમ ચલાવ્યું; વચમાં મલિન વાસનાએ એ વિષયમાં હરકત ન આણી હત તો, હજી પણ વિશેષ વખત ખોરાક તેજ પ્રકારે જીરવાઈ શરીરને વધારે પુષ્ટ કરત. પણ મલિન વાસનાએ હરકત નાંખી, વીર્યની ગતિને મંદ કરી, તેને વીર્યવાહિનીમાં એકઠું થવા દીધું. શરીર તો એક સંચો છે,

**મલિન વાસનાથી વીર્ય વ્યય**

તેમાં એક બીજાને આધારે રહેલાં જૂદાં જૂદાં ચક્રો એ શરીર યંત્રને ગતિ આપે છે; એક ચક્ર મંદ થાય કે વેગે ચાલે, તો બીજાં ચક્રો મંદ થાય કાં વેગે ચાલે છે. તેમજ જ્યાંસુધી વિષયવાસના થઇ નહોતી અને વીર્ય આખા શરીરમાં પ્રસરી પચવાનું ચક્ર નિયમસર ચાલતું હતું,

**શરીર યંત્રના ચક્રો**

ત્યાંસુધી જઠરાગ્નિનું ચક્ર, પાચનક્રિયાનું ચક્ર એ વગેરે પણ નિયમસર કામ કરતાં હતાં, અને એ નિયમસર કામને પરિણામે શરીરનો બાંધો, દેખાવ, તેનાં હાડ, માંસ, સ્નાયુ, ઇત્યાદિ મજબુત થતાં જતાં હતાં; અને શરીર પણ ભવ્ય નમુનેદાર થતું હતું. પણ વીર્યે વીર્યવાહિનીમાં એકઠું થવા માંડયું, ત્યારથી શરીરની વૃદ્ધિ અટકી. હવે એકઠા થયેલા વીર્યને રસ્તો તો જોઇએ. કેમકે નાના ભાજનમાં ઝાઝો જથ્થો ન શમાય. કાં તો એથી ભાજન તૂટે અને કાં તો એમાંથી માર્ગ જોઇએ. એકઠા થયેલા વીર્યે જનનેંદ્રિય દ્વારા સ્ખલિત થવા માંડયું. સ્વયમેવ અજાણતાં સ્ખલના તો કવચિત્ જ થાય, પણ પ્રથમ તો એ એકઠાં થયેલાં વીર્યે જનનેંદ્રિયને જાગૃત કરી. સ્ત્રી કે પુરુષે, મુગ્ધ બાલે કે બાલાએ હસ્તાદિ વડે કુચેષ્ટા કરી અથવા અરસ્પરસ સંગ કરી વીર્યને કાઢી નાંખવા માંડયું. એથી પ્રથમ તો જરા સુખ (?) જણાયું. પણ તે કેના જેવું? કોઈ માણસને ખરજ આવે ત્યારે તે ઘરડાઘરડ કરે એટલે તો વખતે તો ક્ષણિક સુખ લાગે, પણ પછી જેમ બળતરા થાય, તેમ આ ગુહ્ય ભાગ દ્વારા વીર્ય કાઢતાં પ્રથમ તો આરામ—ચેન ઉપજ્યું, પણ પછી ખરેખરી બળત્રા થવા માંડી. કઈ બળતરા? રોગના બીજ વવાયાં અને એ બીજ ઉગી સરતાં રોગ ઉપજ્યો તે બળત્રા. આ વાત આગળ આવશે.

આમ જ્યાં સુધી મલિન વાસના થઇ ન હતી, ત્યાંસુધી શારીરિક યંત્ર અને તેનાં બધાં પાચનક્રિયા આદિનાં

ચક્રો બરાબર કામ કરતાં હતાં. હવે

**વીર્યરક્ષાની જરૂર**

એમાં અટકાયત થવા માંડી. એ શરીરની વૃદ્ધિ થવી બંધ થઈ. આપણને બધાને ખબર છે કે બાળક ઉત્તરોત્તર એકદમ વધતું જાય છે. જ્યારે તે વાત વધવાની અટકાયત વીર્યમાં સ્ખલના થયે સહજ થાય છે. આ તો બધાનો પ્રત્યક્ષ અનુભવ છે. માટે વીર્યને જેમ બને તેમ જાળવી રાખવાની, દૂષિત નહિં થવા દેવાની બહુ જરૂર છે.

હાલ દેશ-કાળ જોતાં માણસોનાં સંઘયણ-બળ ઓછાં થતાં જાય છે, તેમાં મુખ્યમાં મુખ્ય કારણ શારીરિક વીર્યની હાનિ, વીર્યની અશુદ્ધિ એ છે.

**વીર્યહાનિથી શરીરને ઘસારો**

આયુષ્ય પણ એ કારણને લઈ અયોગ્ય વયે તૂટી જાય છે. શરીરને જે ઘસારો લાગે છે, તે ઘસારો પૂરાઇ જવાને બદલે, તે ઘસારો વિશેષ વિશેષ વધતો જાય છે. જેમ એન્જીન ચલાવલા માટે તેને પાણી તથા બળતણ પૂરાં પાડવાં પડે છે, અને તે પુરતા જથ્થામાં હોય તોજ તે સંચો કામ કરી શકે છે; તેમજ આ શરીર યંત્ર ચાલવા અર્થે તેને આહાર-પાનની આવશ્યકતા છે. શરીર કામ કરે છે, તો તેને ખાવાનું પણ જોઇએ છે; તે આહારમાંથી વીર્ય-

—(અપૂર્ણ પ્રાપ્ત)



